# કાવ્યાનંદ નિધિ.

## (વિભાગ ૩ જો.)




રચી પ્રસિદ્ધ કર્તા,

કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.

નાગરફળીયા—સુરત.





સંવત ૧૯૮૪. અને ૧૯૨૮.




મુલ્ય રૂા. ઠા૯.

# અનુક્રમણિકા.

## મંગલાચરણ.



## રામચરિત્ર નાટ્ય લહરી.

## પ્રકીર્ણ વિષયો

# કાવ્યાનંદ નિધિ.

## ભાગ-૩ જો.

### મંગલાચરણ.

#### ચોપાઈ-(તુળશીદાસની).

શ્રી ગુરૂ ઈષ્ટ સ્મરૂં શિવ ધ્યાને, ઉચરી શ્રીરામ સીતા હનુમાને;
ગીરીજા સુત ગણુનાથ સદાએ, વિઘ્ન હરા વાગીશા ગાવે.

શીલગુણ સીતા શાંતી સ્વરૂપા, સુલક્ષ્મી રત્નાકરની દુહિતા;
મંગલરૂપ સૂમંગલ કારી, મંગલમય ચીન્મૂર્તિ ભયહારી.

ન્હાસે અમંગલ કલીમલહારી, કપટકામ ક્રુર દૈત્ય દુઃખકારી;
અસ્તિ· ભાતિ પ્રિય રૂપ આનંદા, નિર્મલ કરી સુર સરીતા ગંગા.

મન મયૂર વિકાસી વિહારે, નવ રસમય પીછ રંગ પ્રસારે;
ષડરસ ભોજન મનભાવે, રામ કથા જ્ઞાન ભકતી રસ લાવે.

કવિ કોવિદ વાલ્મીક ગણાએ, કાંતદર્શીમાં અગ્રિણી દહાવે;
મહા જનો જે પથ દરશાવે, પામર જન તે પથમાં સીધાવે.

ન્હાસે ઘુવડ રવિ જોઈ પ્રભાતે, છળકપટ ત્યમ અસુર નિપાતે;
એક અકલ અગોચર રૂપ, પ્રજ્ઞાન આનંદ બ્રહ્મ સ્વરૂપ.

સગુણ નીર્ગુણ રૂપ વિલાસી, સુખ અગાધ જળ અમૃત રાશી;
જડ જીવ શીવ યમ પીતરને દેવ, ભાવિક ભેદ અવિદ્યા એવ.

ભકત વત્સલ ભવ તારક જે છે, જગ વિલાસ નાટક ભજવે છે;
દીર્ઘ દૃષ્ટિએ એ ઓળખાયે, જગત વ્યવહારદશામાં જણાએ.

એક અંશમાં જગત બધું એ, ત્રીપાદ શેષ નીર્ગુણ રૂપ તે છે;
પુરૂષ પ્રકૃતિ સાંખ્ય કહે છે, ઈશ્વર માયા વળી યોગ વદે છે.

શ્રુતિ સંમત વેદ શાસ્ત્ર પુરાણો, સ્મૃતિ ઉપનિષદ બ્રાહ્મણ જાણો;
કાલ કર્મને દ્રવ્ય સુદેશે, ક્રીયા કરે નિર્મિત નિયમે છે.

કાર્ય કારણ ભાવ કર્તા કહેવાએ, તે થકી પર તે આત્મા લેખાએ;
પ્રકૃતિ અષ્ટધા તણી એવી કૃતિ, માયા અવિદ્યા બે દુહિતા પ્રસૂતી.

સ્વર્ગ નરક સુખદુઃખ રચે એ, સાધુ અને ખળ દ્વંદ્વ સૃજે છે;
એક નિરસ શઠ પ્રેમ વીહીન, દેખે તથાપિ ભકિત વીણ દીન.

માયા અવિદ્યા બે અંધ પીછોડી, વીદુષ મુરખ બેઉએ ઓઢી;
પુછ્યો હૂં ભાવ મેડક ઘન વરસે, વિદ્યા ભણ્યો પણ મરતો તરસે.

નિત્ય અનુભવ મ્હારો તો એ છે, ઝાંખે ઝીણું તેતો પરખીને કહેછે;
ઋષિ મુનિ શ્રુતિ શાસ્ત્રની ઉકિત, આવે અનુભવ એજ છે યુક્તી.

નિત્ય નિત્ય ક્ષણક્ષણ અનુભવ આપે, સર્વાકૃતિના પરમાણુ વિલાયે;
નવીન આવે સ્થિતિ લય થાયે, સર્વાકૃતિ ઘડી ઘડી પલટાયે.

કોણ કહો ના કહેશે કદાચે, સર્વાનુભવ એ સર્વને થાયે;
રાત્રિદિવસ ભરતી ઓટ થાયે, દોડે પરમાણું બ્રહ્માંડની માંહે.

અતિ પ્રશ્ન શંકાને તરકે, પડે સીધો ઝટ ખાડને નરકે;
અન્ય અંધ મુરખ અજ્ઞાને, જે કરયૂં તે હાહા કહી માને.

માત્ર ભકિત પ્રીતિ નમન બધાને, સાધુ અસાધુ બેઉ સમાને;
સુર અસુર અરી મિત્ર ન પરખે, સર્વની સાથ કરજોડીને હરખે.

ભકિત જ્ઞાન વૈરાગ્ય વિલાસી, કોટી મનુજમાં એકાદ કાશી;
ધીરવીર રસ વિદ્યા વિલાસી, વેદ પુરાણ રસ ચાખે ઉલ્હાસી.

નવધા ભકિત ષટ શાસ્ત્ર તું જ્ઞાને, ભાવ અષ્ટાંગ કે રસપાને;
સંકલ્પ સત્ય દૃઢ ભકિત પિછાણો, એક નિશ્ચય બળબુદ્ધિ મન જાણો.

ડગે ન કર્તવ્ય કર્મથી મેરૂ, પરહીત રત પ્રીત નમ્ર ભલેરૂં;
ગોવિપ્ર વેદ પ્રભુ સંત દેવદેવી, પંચ પીતર પંચ માતૃ રહે સેવી.

ભ્રાતૃભાવ સુખ સ્વાર્થનો ત્યાગી, પ્રભુ પ્રીતિમાં રટ સતત વિરાગી;
જીવનમુકત દશા કહી એવી, કવીવર મુનીશ્વર વરણે જેવી.

શીશુ તોષક પોષક પિતૃ માતા, ભકતવત્સલ પ્રભુને સમજાતા;
પુરે સકલ મનોરથ એવો, ભકિતજ્ઞાન થકી પારખી લેવો.

પ્રત્યક્ષ છે નથી દૂર કદાપિ, ઊંઘમાં પણ રહે અન્ન પચાવી;
ચાલે હૃદય ધમણો ફેફસાંની, કોણ હલાવે એક નિયમ મહા જ્ઞાની.

પારખો પ્રીતે જગત નીહાળી, નિગમ અગમ નીમ સંશય ટાળી;
પૃથ્વી ભીની જળ શોષક રવિમાં, કઇ શકિત બલપોષક એમાં.

ચઢે પડે મેઘ ઋતુ ફળ પાકે, ખાતા ખુટે નહીં લેતામાં થાકે;
સહસ્ર દ્રય કર થકી ઇશ આપે, બે કર કેટલું લે અને માપે.

હું દરૂં હું કરૂં જોરને દાખે, મુરખમન મલકાઈ ભસી ભાખે;
મીથ્યા કહે મ્હારૂં ત્હારૂં ન કાંઈ, આંખ મીચાઇ કે નથી બાઇ ભાઈ,

અંધ ઘુવડ રવી દેખે ન તેમાં, વાંક શો સૂર્યનો આ તપ જેમાં;
વ્યષ્ટિનો ભાવ તજ તત્વને જોઇ, પીતુ પાલક ચાલક જે છે કોઈ.

અનુભવ ઇંદ્રીશ આનંદ ભાવે, સાક્ષાત્કાર થશે સંશય જાવે;
ઋતંભરા તુજ પ્રજ્ઞા પ્રકાશે, પ્રજ્ઞાન આનંદરૂપ વિકાસે.

ષડરીપુ રાક્ષસ કલી ક્લેશ જાશે, બ્રહ્મ વિદ્યા યોગવેદ વિલાસે;
સુકાં કાષ્ટ મહીં રહી ભુસું પાડે, તે કીટને નિત્ય રાંધી જમાડે.

એવો અનુપમ કોણ ઉપકારી. પયપાન દે ગૌ જેણે છરી મારી;
ક્રુર કસાઇથી તે જન પાપી, વધે ન જે જોય પીતુ જગ વ્યાપી.

વને વસે દુરવાંકુર ખાએ, વીણ અપરાધ હરીણ મરાએ;
તૃણ તુચ્છગણી ફેંકી તુ તો રહે છે, જોય ન શકિતબળ અગાધ ત્યાંજે છે.

હય હાથી સસલું ને ગોધા, ચપળ વાનર ફળ તૃણા હારી બલ યોદ્ધા;
લીલું ઘાસ ઘેનકાળી તથાપી, કયાંથી બને દૂધ ધોળું પ્રતાપી.

કોણ ક્રીયા કરે ધેનુ ન જાણે, અખીલ જગત રચના તે પ્રમાણે;
અજ્ઞ ઇંદ્રીરા ઓળખ તેને, ભેરીનાદે શ્રુતી ગાય છે જેને.

ના બન ભૂખ્યો વરૂ વ્યાઘ્ર ક્રુરે, લોભી લંપટ હીંસક સ્વભાવે;
હુંકાર મદ મોહરા વણ ભાવે, રામ પ્રબોધ પ્રીતીરૂપ સ્વભાવે.

તજ તમ આસુરી સંપત પાપી, ન પા, અને ના પી કદાપી;
ધનમદ તનમદ જનમદ રાજ્યે, બલમદ સંપતમદ મદીરા છે.

છાકટ પણ છકી જાય પ્રમાદે, એજ અવીદ્યા કુતર્ક વાદે;
શ્રીરામ ગુણ શીલ કર્મ ને ગાઇ, ભરગુણ સત્વ જગમાંય ભલાઇ.

સ્વાર્થ સમર્પણ વેળા જણાયે, સંત અસંત ત્યાંહ ન છુપાયે;
ધૂણી ઉઠે શુર રણ શૃંગ વાગે, થથરી નપુંસક આમ તેમ ભાગે.

જ્યાંજ્યાં જોય ત્યાં પ્રભુ તણી લીલા,જો!જો!આશ્ચર્યથી કવી થૈ રસીલા;
સ્તુતિ કરે સામ શારદા નાચી, મનન શીલ મુની ઋષી નમી જાચી.

અણું અણુંમાં ઓમ અકલ આનંદા, મુદમંગલ પીતુ પ્રીય સુખકંદા;
મન મંદિરકરૂં શુદ્ધ પખાળી, કામ ક્રોધ કચરો રહું વાળી.

પધારે રામ શ્રોચુત મ્હારાજા, શોભા સરવ મન વચનથી પૂજા;
તિમીર રહે શું ઉષા ઉગી આવે, સર્વ સુભટ સન્ય સાથ છે લાવે.

સદ્ગુણ શાંતી સુખ આનંદ જોદ્ધા, ધર્મ મેઘ ઘનગાજે જે ગોદ્ધા;
વડટેટા ફળમહીં બીજ ઝીણાં, ખસખસ હોય તેવા બહુ દાણા.

દરેક ઝીણાં પડમાંય પોચું, કંઇ છુપ્યું અણું જેવું મેં શોધ્યુ;
ઉગી બને વડ કબીર સમાને, અજબ શકતી એ ઇશ્વરી આણે.

કેઇ મહા શકતી પોલાણે, ગગનના ગરવા ગોળ વ્યુહજાણે;
રમત કરે બાજીગર દડોની, ઉછાળી ગગને ઝીલી લેવાની.

નીરાધાર અધર રહી લટકે, શા આધારે નિયમથી ભટકે;
શશી રવી બુધ શની નભ મ્હોટું, ભમે જ્યોતીશ ચક્ર ન ખોટું.

ઋતંભરા મન બુદ્ધિ પ્રકાશે, જ્યાં પ્રેમ પુરણ રામ વિલાસે;
તન્મયતા થઇ નિરવીકલ્પે, હું વ્યષ્ટીરૂપ છુપી ગયું અલ્પે.

સમષ્ટીરૂપ સર્વેશ્વર જાતે જીવશીવરૂપ બન્યો છે પ્રખ્યાતે;
જે શ્રુતિ સામ સદાદીન ગાએ, તે મુજમન પ્રજ્ઞાન સદાએ.
અપરીમીત બલ સાગરશોષે, હ્રદય ગુહા પંચકોશને પોષે;
સમ રસ ક્ષાર નજરે ન દીસે, જળનીધીમાં જગમાં ત્યમઈશે.
ગંધર્વ નગર બને આંખ મીચે, રંગ બે રંગ કંઈ દીન ન દીસે;
લોહ તપ્યું લાલ કાળું ન દીસે, સમરસ લાલ ધીકયું અગ્ની અતીશે.
તેવો પ્રભુ જગમાં રહે વ્યાપી મુદમંગલ કરસુખ તેજરાશી;
જેણે રચ્યું જગતે જગપાળે, અજ્ઞ ઈંદીરા અલ્પ શું ન્યાળે.
હારે હીંમત મન વચને વીરામે, સતત ગાયગુણ નામ શ્રી રામે;
રામ આદર્શ કરીને ચાલે, સુખે ઈંદિરા આનંદ મ્હાલે.
વિશ્વ વિલાસીની પ્રકૃતિ નાચે, નટ વિભુતી પંચમ્હાભુત સાચે;
શીવ શીવા ભિન્ન અભિન્ન શું કહીએ, જળતરંગ દ્વયઅદ્વય લહીએ.
રાસ રમે છે રમેશ વીલાસી, વીશ્વરૂપ તૈજસ એ ઉલ્હાસી;
પ્રાજ્ઞ પ્રબોધ પ્રીય આનંદ સુખે, અતિન્દ્રીય મનવાણી ન દુઃખે.
સંયમ સુખયોગ સતત સમાધી, પ્રેમ પ્રેમમય હૃદય વીરાગી;
આનંદ આનંદ જ્યોતિ છે જાગી, અષ્ટાંગ ભાવતીર ભકતી ઉરલાગી.
શ્રીરામ ઓમ શીવનેછો શામળીયા,શ્રુતિઅકલ કહે પછી કોણ કળીયા;
વ્યુત્થાન થાતાં મેં કલમને પકડી, શ્રીરામ મૂર્તિ છે ઊરમાંય જકડી.
સગુણરૂપ શ્રીરામ ઉચ્ચારી, ગાઊં સંગ્રામ કંઈક વીચારી;
ધ્યાન ગાન સુખયોગ પ્રબોધે, દશ શિશ અસુર ભરે છે વીરોધે.
જેની મતી પરદારમાં ઝૂકી, તેની આયુષ દોર થઇ જાય ટૂંકી;
નંદઈંદિરા ધુમ સંગ્રામે, તર ભવ વાનર સમ રામ નામે.



# શ્રીરામ ચરિત્ર નાટય લહરી.

## રામરાજ્યનું સાંધણુ.

### પ્રવેશ ૮ મો. પરશુરામનો ક્રોધ.

( અનુસંધાન દ્વિતીયભાગના પૃષ્ઠ ૪૦ થી. )

વસંતતિલકા.

પરશુરામ—નક્ષત્રિકીધી પૃથ્વી વીસ એકવાર,
તોએ હજુઅવનિમાં બીજ છે અપાર;
છુપી રહ્યાં ઊગી ફરી ધનુ ભાંજનાર,
આહ: કોણવીર કોહનો ધીટ એ કુમાર.—૧

ચોળી દઊં ચપટિમાં સમ ચાંચણાને,
ના રાખું એક પણ બીજ કુઠાર લૈને;
આચાપ ચંડ થકી શાસન રૈં કરીને,
ના કોઈ ગર્વ એહ્વો ધરશે ફરીને.—૨

રામ પરશુરામને કહે છે.

વસંત તીલકા.

રામ—આ ચર્ણમાં શીર મુકયું કર લો કુઠાર,
સંહારિલો રઘુતણા કુળનો કુમાર;
ગૌ વેદ વિપ્ર અરથે જીવ આપનાર,
હું ક્ષત્રિ રામ વરણાશ્રમ પાલનાર.—૩

જ્યારે મદોન્મત બની સનમાર્ગ મૂકે,
ક્ષત્રો ત્યાંહાં દ્વીજવરો શીખવે ન ચૂકે;
જયાં બ્રહ્મતેજ મહાશકિત તપી ભભુકે,
ઇંદ્રાદિ દેવ પણ ત્યાં ભડકી તડુકે.—૪

વિપ્રો બની નૃપતી મુકી શ્રુતિ વિચાર,
ચૂકી તપોનિધિ તપોવન ઓમકાર;
ધારી અશાંત ઝુંસરી સુપ્રજા પુકાર,
નીર્બીજ ક્ષત્રી હણી પૃથ્વી ઉપાડી ભાર.—૫

નાહીં સનાતન તપોનીધીનો સ્વધર્મ,
સ્વીકારીયો સમય ઊચીત ધર્મ મર્મ;
લેઈ ધનુષ્ય લડિ રાજ્ય અશાંત કર્મ,
શાંતી ક્ષમા તપ ચુકી શ્રતિ શાસ્ત્ર ધર્મ.—૬

---

## પરશુરામ કહે છે

### વસંત તિલકા.

સંપૂર્ણ સદ્‌ગુણ તણી મુરતી પ્રતાપી,
ક્હો રામ કીર્તિ જગમાં રવી તુલ્ય વ્યાપી;
કંટાળીયો રગતની નદી વ્હેવડાવી,
ફેંકી હવે ધનુ કુઠાર શાંતિ લાવી.

### વસંત તિલકા.

જે વૃત્તિ લોપ કરી "ગૌ" ધન લેઈ જાએ,
ને જૈ પ્રદેશ લૂંટી સૂખ સ્વતંત્રતાએ;
તેને જ્યાં થકી જુઓ, ત્યાં ક્રોધ થાએ,
તે આતતાઇ જગમાં હણવો સદાએ.

### હરિગીત.

સર્વ દુઃખને શીર દુઃખ છે એક દુઃખ પરતંત્રતા,
હરી શસ્ત્ર ભુ ત્રાસ લે તે આતતાઇ હણો સદા;
નહીં આપવી ગરદન્ન તેના કર મહીં નમીને કદા,
દેખો ત્યાંથી મારવો, એ છે શ્રુતિ બોધે સદા.

---

## પ્રવેશ ૯ મો. સીતા શયનગૃહ.

### તાલ દાદરો.

બાજે બાજે હો શ્યામ પાયે પેજનીયા—એ રાહ.

સીતા—આવ્યા ! આવ્યા ! રઘુવીર દિપકૂળનાં;
વધાવું ઊર પ્રેમ પુષ્પ પૂંજમાં. ટેક.
મ્હેરો ગુચ્છ સુમનમો હાર,
પતી પૂજનમાળ શૃંગાર;
પડખે ઝુલાવું રમી રંગ રસમાં–આવ્યા. ૧
તાપ પાપ સંતાપ કાપે મનના,
કરે અશ્મને સુવર્ણ મણી રવીના;
હેમ મુકુટ શીરે ચઢી રેહ,
દીન દીન કળા વધી સ્નેહ;
મુક્ત કરે ઈંદીરા આનંદમાં–આવ્યા. ૨

---

### રાગ વણજારો ત્રીતાલો.

સીતા–મુજ હૃદય સદન વિશ્રામ, પ્રિય પ્રાણ પતિ શ્રીરામ....ટેક.
ચાલો હિંચોળે ઝુકી રહીએ, હસી વાત મિઠી મિઠી કહીએ,
છો મદન મૂર્તિ રંગ જામ્યા. મુજ–૧
રામ–(વાહ ? પ્રિયે ચાલો ત્યારે,)
પ્રિયા કૃતાર્થ તુજથી હું છું, ભવતાપ શાંત કરૂં છું,
વૈદેહિ ! વિદેહ વિશ્રામા, પ્રિયા પ્રાણ પ્યારિ અભિરામા–૨
સીતા–(પ્રાણેશ્વર મારા અંકમાં વિશ્રાંતિ લો.)
પદ કમળ વિમળ તળાસું, પુલી ખીલી આનંદે વિકાસું;
ઉમંગ અંગ પૂર કામા. મુજ–૩
રામ–મદ ભરી કાંતિ મુખ ચલકે, મને ભેટ ભેટ ઉમળકે,
શશીવદની પૂર્ણ પ્રકામા. મુજ–૪
સીતા–મુખ મદન મનોહર જોઇ, રહું ટગ ટગ ઘડી ઘડી જોઇ;
ચુમું ગાલ રામા ઘનશામ. મુજ–૫

રામને જોઈ જોઈ હર્ષ પામતી પવન ઉરાડે છે, રહેવા દે પ્રિયા, રણમાં, ગમન કરનારા આ કઠોર પગ, કમલપત્ર સમાન કોમલ અંગુલીને શ્રમ આપવા ના પાડે છે.

કદલિદલ કોમલ કરથી, ભાળે સ્વેદ બિંદુ ઉપરથી,
શ્રમ જણાય અતિછો પામ્યા. મુજ–૬

(હવે તું મ્હારા અંકમાં સુઈજા હું તને હીંચોળું.)
કાળીભમર ગૌરી તુજ મ્હોતી, આ અધર બિંબપર મોતી,
કરે હરકત પિયુષ પિવામાં. મુજ–૭

ઝુલણાની ચાલ. તાલ ઝંપતાલ.

સીતાઃ– સદા છું તમારી,
રામઃ– પ્રીયા પ્રાણપ્યારી.

સીતાઃ– અહો પ્રાણઆધાર વિર ધીર રણ;
શ્રી મુખે દેહ નાખું ઓવારી. સદા૦ ૧

રામઃ– ગૂણરૂપે ભરી ભામિની ભોળી તું,
સોળ શણગાર સાજે સજેલી–પ્રીયા૦ ૨

સીતાઃ– સીંહ કટીબાહુ આ જનછો પાતળા,
શૂરને પ્રેમી આનંદકારી. સદા૦ ૩

રામઃ– ત્રીસ બે લક્ષણે પૂર્ણ નિર્મળ સતી,
સુંદરી નવલ જોબન ખીલેલી. પ્રીયા. ૪

સીતાઃ– ઈંદુમુખ આપશ્રી નિરખી ટગટગ પીએ,
નેત્ર ચકોર મુજ પ્રેમ ઠારી. સદા૦ ૫

રામઃ– જાણે હરણી તું તો આંખ અમીએ ભરી,
પ્રેમ વનચારી શૃંગાર કામી. પ્રીયા૦ ૬

સીતાઃ– એક અંતર ઠર્યાં દેહ જુજવી દિશે,
પ્રેમ પુનેમ નિધી ચંદ્રવારી. સદા૦ ૭

## બીભાસ.

સીતા—જાગીએ શ્રી રામચંદ્ર દીવ્ય ધનુર ધારા.* ટેક.

આમ અરુણ ઉદય થાય, અસ્તાચલ શશી સમાય,
પંખીઓ ઊડી ઉંચે જાય, કરી કરી ટઉકારા. જાગી. ૧

વીકસીત દલકમલ માંહ્ય, મધુપ મધુ પી ઊડી જાય;
ભમી ભમી ફરી પાસ ધાય, કરી કરી ગુંજારા. જાગી. ૨

આક્રંદન છોડી ધાય, ચક્રવાકી ઉડી જાય;
અન્ય તીર પ્રીતમ પાય, પ્રેમ પીયુષ ધારા. જાગી. ૩

મંદ મધુર કુજતી જાય, ચરિ ફરી ફરી સંગ ન્હાય;
શાંતિ સૂખ ઊભરાય, પુલક પીછ પસારા. જાગી ૪

ટાળીને વિયોગ દુઃખ, આમ દ્વિગુણું આપી સુખ;
મલપતું મન જાય મુખ, દીવ્ય ભોગ દ્વારા. જાગી ૫

ચીત્રીણી સમાન માન, ના ધરે ધરી ગુમાન;
પદ્મીની પ્રિયા સમાન, અનુકુલ અવિકારા. જાગી. ૬

ફરી પુંદડી ઘુમતી જાય, પાસ આવી ચુમતી જાય;
પણ ઉડી દૂર ન રિસાય, વિરહ નીશ વિચારા. જાગી. ૭

વિરહ ભયને છે વિચાર, થાય વિખુટી ના લગાર;
પૂર્ણ પ્રેમ રસિક પ્યાર, સેવી નાથ દારા. જાગી. ૮

મધુર રસિક દિવ્ય ગાન, કર્તવ્યે પ્રેરી આમ;
જાગ્રત કીધા શ્રીરામ, ઈંદીરા અવતારા. જાગી ૯

---

*ધરનાર—ધારણ કરનાર.

# રામચંદ્ર નાટય લહરી.

## પ્રવેશ ૧૦. સ્થળ વશિષ્ઠગ્રહ.

વશિષ્ઠઃ—(સ્વગત) વસંતતિલકા.

છે પ્રાણુથી અધીક શીષ્ય સહાય મ્હારો.
તેના સહાય ઉદયકાજ ઘુમે વિચારો;
જો કે પરોપકૃતિ ધર્મ પ્રધાન સારો,
તો એજ દ્વૈત નહીં અડે મને વિકારો.

વસીષ્ઠઃ—સારંગરવ સારંગરવ.

શીષ્યઃ-(દોડતો દોડતો ગભરાટથી નમી) આજ્ઞા ગુરૂવર્ય.

વસીષ્ઠઃ—દર્ભાસન લાવ.

શીષ્યઃ-(દર્ભાસન લાવી) આ લાવ્યો બીરાજો.

વસીષ્ઠઃ—ચારૂદત્ત અને દેવદત્તને બોલાવ અને આર્યાશ્રી અરૂંધતિને તેડી લાવ. (સર્વે પ્રવેશ કરે છે)

અરૂંધતિઃ—આર્ય પુત્રની શી આજ્ઞા છે ?

વસંત તિલકા.

કોટયાવધીજન તણું હિત રાજ્ય વ્હેતાં,
ના થાય રંજન અનેક સ્વભાવ ક્હેતાં,
એવો મહાન શીરભાર સ્વશીષ્ય દેતાં,
થાએ ગુરૂ શી રીત શાંત સમાધિ લેતાં.

વસીષ્ઠઃ—રામભદ્રને રાજ્યાસને બેસાડવા અને પ્રજાના હીતની યોજનાના વિચારમાં મહારાં મનની શાંતી જઇ પ્રવૃત્તિમાં પડ્યું તેથી હું એક વર્ષની સમાધિ પેલી ગુહામાં જઇ લેવા ધારૂં છું. માટે વૈશ્વાનરને આહુતિ તમે આપજો.

અરૂંધતીઃ—જેવી પ્રાણપતિની આજ્ઞા.

વસીષ્ઠઃ—ચારૂદત્ત શ્રીરામભદ્ર જે કાંઇ ગુંચવડાના ખુલાસા અથવા ધર્મ પુછાવે તેના નીર્ણય તારે કહેવા.

ચારૂદત્તઃ-જેવો ગુરૂ આદેશ.

વસિષ્ઠઃ-દેવદત્ત તું વેધશાળા ચલાવજે અને યજ્ઞદત્તને ધનુર્વેદ શીખવવા પર મુકજે. અને કાશીરાજાનો પુત્ર હાલમાં નવોજ આશ્રમમાં દાખલ થયો છે તે બહુ લાડમાં ઉછરેલો છે અને શરીરે નબળો છે, માટે તેનાપર આશ્રમની એક પણ સખ્તાઇ ન વાપરતાં ધીમે ધીમે તેનો અધ્યાસ મટાડી શરીર અને મનનો વિચાર કરી અભ્યાસ કરાવવો અને ત્યારબાદ ધનુર્વેદ શીખવવો અને આયુર્વેદનું કામ ભવાનીદત્ત જેમ ચલાવે છે તેમ ચાલવા દેવું. પણ ચાલ. સમાધિમાં બેસતાં પૂર્વે હું જરા મહારાજા દશરથ પાસે જઇ આવું. (જાય છે.)

---

કવિની ઉકિત. દોહરા.

કવિકોવિદ વાલ્મીકી રાજા, હારે હીંમત આમ;
સગુણ અને નિર્ગુણરૂપ, અકથ કહી વીરામ. ૧

તે ધીરવીર વિવેકીને, પ્રબોધ અંતર યામ;
વર્ણન કરવા મથું છું, સહાય કરો ભગવાન. ૨

વાગોળે પદ કરી ઉંચા, ટેકો દેવા ચ્હાય;
લટકી ડાળે આભને, તેવી મતી મુજ થાય. ૩

પાપપુંજ સંસ્કાર તૃણ, ભર્યો હું જાપું જાપ;
રામ નામ પાન હું મુકું, ભસ્મ કરે નિઃપાપ. ૪

ષડૈશ્વર્ય સંપન્ન રઘુ, કુલ ભુષણ શ્રીરામ,
સર્વ શકતી સર્વજ્ઞતા, સ્વામી સર્વના રામ; ૫

શારદા શેષ શીવસંત સહુ, નારદ ગાએગાન.
સર્વ નિયામક બોધરૂપ, સીતાપતી ભગવાન. ૬

---

# પ્રવેશ ૧૧ મંથરાનો ક્રોધ.

રામના સ્હાયક સર્વ રડાવી, કૈકેઈને સમજાવું ચડાવી;
ભર્તને રાજ્યાસન્ન અપાવી, રામને વન વનમાં રખડાવી. ૧
આકાશ પાતાળને ખભળાવી, ચંડ પ્રપંચના પાશમાં લાવી;
વચન લીધું તેનું સ્મરણ કરાવી, દશરથને ધરણીએ ઢળાવી ૨
રોમરોમે ક્રોધ શકું ન સમાવી, પ્રગટી જ્વાલા વળીરામ હોલાવી,
ત્રણને રડાવી ભરત ભજાવી, લેઉં લગામ હું જગત ગજાવી. ૩

---

## પ્રવેશ ૧૨ કૈકયીનું અંતપુર.

મંથરાએ કૈકેયી પાસે જઈ તેને દરેક રીતે સમજાવ્યા પછી દશરથનું આગમન. અને તેના પ્રતિ કૈકેયીના વચનો.

### દાદરો.

કૈકેયીઃ— ( તુમી દૂરસરા તુમીદૂરકરા એ રાહ )

તમે દૂરખસો, નહીં આહીં વસો; પ્રેમ સત્યકરો, જ્યાંહાં છળ વસ્યો,
બીક મ્હારી ધરી, દીધો કોલસ્મરી; લિધો આમ હરી કપટોથી ફરી.
કુળલાજ મુકી, ફરીજાઓ છકી; શું રહ્યા ડચકી, જીભડી અચકી,
શું વિચાર કરો. બોલી બોલ ફરો; ઠગચોર ઠરો, મનમેલ ભરો;
હિથી વીસારી વાત, કરી મુજઘાત, લજાવી છે માત, ઉઠો મારીશ લાત.

(મુનિવર્ય વશિષ્ઠનું આગમન અને કૈકેયીના રાજા પ્રતિના બોલ સાંભળીને ઉપજેલો ક્રોધ.)

વશિષ્ઠ—હા ! રંડા ! દુષ્ટા ! કુલધ્વંસિની ! જે ચક્રવર્તીએ દશદિશમાં રથ ખેડી રઘુવીર તિલક એ નામ સંપાદન કર્યું, જેના મુકુટમણીને હજારો નૃપવર્ય નમન કરતા અને મુનીવર્યો આશીશ દાન વરસાવતા તેને ત્હારા કુત્સીત પાદ તલનો સ્પર્શ કરવા તૈયાર થાય છે ? દુષ્ટા ! દૂર જા ? તારૂં મ્હોં સંતાડ ? નહીં તો બાળી ભસ્મ કરીશ. ગુરૂજનોની મર્યાદાનું પણ ઉલ્લંઘન ?

(કૈકયી ધ્રુજતી હાથ જોડી ભયથી થરથર કંપતી મુંગી ઉભી રહે છે.)

દશરથઃ-ગુરૂરાજ ! ક્ષમા કરો ! ક્ષમા કરો ! એ ક્ષમા અને દયાને પાત્ર છે. આપના વચનને અનુસરનાર "સત્ય" ફળ આપવા તૈયાર થઈ ચૂક્યું છે, અગ્રી શાંત કરો, શાંત કરો ! આપના નેત્રમાંથીભભુકતી સાક્ષાત્ વૈશ્વાનરની જવાલા એના પાપ ભસ્મ કરી ચુકી છે. હવે ક્ષમા દાનથી અગ્નીની જવાલા શાંત કરો. અને તમારા શીત હૃદય ચંદ્રની પૂર્ણીમા એનાપર દર્શાવો એ વીરાંગના કૈકયીમાં સાક્ષાત્ સદાશીવ રૂદ્ર સ્વરૂપે મને દેખાય છે. મ્હારા સત્યની પરાકાષ્ટા જોઈ સ્વર્ગ સુખ આપવાને ભોળાનાથ સત્યાનુકુલ ફળની વ્યવસ્થા કરવા ભકત વાત્સલ્ય કરી પોતાની અનુકંપા દર્શાવે છે. આપે રંડા કહેતાંજ મ્હારા પ્રાણ કંઠે ચઢયા છે, એટલે એ રંડાઈ ચુકી છે. દુષ્ટા કહેતાં વારજ દુષ્ટમાં ખપી ચુકી છે અને એની કીર્તી ન્હાસી ગઈ છે. કુલધ્વંસિની આપે કહ્યું તે એનું નામ આજથી ગવાઇ ગયું છે. આપે મ્હોં સંતાડ કહ્યું તે પણ હવેથી એનું મુખ કોઇને બતાવાય એમ નથી. માટે હવે "એ" શબ્દ બોલતા **નહીં કે ભસ્મ કરીશ** એ આપની શકિત અપ્રતિહત સર્વને જાણીતી છે, એ ભયને પામી ચુકી છે. ગુરૂજનોની મર્યાદા ઉલ્લંઘન કર્યાનું ફળ આપે રૂદ્રસ્વરૂપે એને આપ્યું છે. એને મ્હેં પ્રસન્ન થઈ સત્ય વચન આપ્યું છે. એણે મને યુદ્ધમાં સહાય કરી અલૌકીક વીરત્વ બતાવી, પુત્ર ભરતની માડી થઈ કૂખ પ્રદર્શીત કરી છે. માટે હું આપને શરણે છું. ક્ષમા કરો ! શાંત થાઓ ! અને આપના કરૂણા કટાક્ષથી રઘુવંશ વેલને ઘનધારાથી સીંચન કરો !

(કૈકેયી તરફ જોઇને)

હે સ્ત્રી તેં તારા નહાનપણમાં નાદાનીથી કોઇ તપસ્વી મુનિવર્ય તારે ઘેર જમવા આવ્યા અને જમીને ઊંઘતા હતા તે સમયે તેં તેના મુખ ઉપર કાજળ લગાવ્યું. મુનિવર્યે તો કોઇ પ્રકારનો કોપ કર્યો નહિ અને કાજળ ધોઇ નાંખ્યું તે તારા

કર્મનો વિપાક કાળ આજે આવી તને આવી બુધ્ધિ સુઝાડે છે. રવિ વંશના પુરૂષો પૃથ્વી કદાપિ રસાતાલ જાય, મેરૂ કેન્દ્રમાંથી ચળીને સર્વગ્રહો પોતાથી કક્ષામાંથી ખસી જઇ અથડાઇ પડે. જલનિધિ સુકાઇ જાય પર્વતો અગ્નીઓકે શેષ સળકી ઉઠે અને મહા પ્રલય પ્રકટી શીવનું તૃતિય નેત્ર ઉઘડે અને આખુ બ્રહ્માંડ ભસ્મિભુત થાય તો પણ આ દશરથનુ આપેલું વચન કદાપિ મિથ્યા થવાનું નથી. અનંતરૂપ સત્ય જ્ઞાન સ્વરૂપ બ્રહ્મનું વાણીરૂપ વચન કદાપિ મીથ્યા થવાનું નથી. તું ધીરજ રાખ. તારી ઇચ્છા પ્રમાણે ભરતને રાજ્ય આપીશ. પણ રામને વનમાં જવા માટે કહેતાં પહેલાં શ્રવણના માતપિતાનો શાપ મૃત્યુરૂપ થઇ મારા કંઠનું અવરોધન કરે છે. તેથી એ રામ વનવાસ જાઓ એ પ્રકારના શબ્દો મારા મુખમાંથી નીકળતા પહેતાં પ્રાણ પંચત્વમાં ભળી જવાને તત્પર થયા છે. હવે મારાથી બોલાતું નથી તો એ સુપુત્ર રામભદ્ર મારી ઇચ્છાને અનુસરશે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. હાઃ પ્રિય પુત્ર રામ કાલે તો તને રાજ્યગાદી આપવી છે અને આજે આ તારી અપરમા તને વનવાસ મોકલવા તૈયાર થઇ છે. અને તે મારા હુકમની આજ્ઞાથી. હે સ્ત્રી ?

દશરથ કહે છેઃ— શિખરીણી.

હશે હીણી સ્થીતી દીનજન દુખ વેઠે ભૂખમરો,
અભિમાને રહે છે સહી સહી સહુ સંકટ ખરો;
તથાપિ ના તોડે વચન નીજ ટેકી કદી નરો,
શું તે તોડે ક્ષત્રી ? ક્ષણિક ચર માટે શુરવીરો.

કૈકેયી (સ્વગત) પ્રિય પુત્રનો વનવાસ કયા પિતાને સુખરૂપ હોઈ શકે ? પણ મારે તો ભરતને ગાદી અપાવી રામને વનવાસ મોકલવા છે. રામ જો અહીં રહે તો પ્રજા પ્રીતિ તેમણે સંપાદન કરેલી હોવાથી તેના તરફજ લોકમત ઢળે. કહેવત છે કે રોગને અને શત્રુને તો દાબેલોજ કામનો ત્યારે ચાલ મન. મારે હવે મારૂં બીજું કાર્ય પૂર્ણ કરવું જોઇએ.

કૈકૈયી–પ્રતિહાર.

પ્રતિહાર–આજ્ઞા રાણીજી.

કૈકૈયી–જા અત્યારેજ પુત્ર રામભદ્રના આવાસમાં જા. અને કહે કે તમારા પિતા હાલજ તમને બોલાવે છે. તેને શિઘ્ર તેડી લાવ.

પ્રતિહાર–જેવી આજ્ઞા.

વસિષ્ઠ—રાજા દશરથને મુચ્છાં આવેલી હોવાથી તેનું આશ્વાસન કરે છે. અને કહે છે કે રાજન આમ ખેદ કરે શું વળશે. હવે તો સમય વિચારી તારૂં કર્તવ્ય બજાવ.

રામ—(પ્રતિહાર સાથે આવી પહોંચે છે)

નમન કરૂં છું માતાને સેવકનું અત્યારે કેમ સ્મરણ કર્યું જે કાર્ય હોય તે કહો.

પિતા તરફ તેમને મુચ્છાંમાં પડેલા જોઈ એકદમ તેમના મસ્તકને પોતાના ખોળામાં લઇ પીતાજી ? પીતાજી ? કેમ આ શું થયું, કયા વિચારે આપને આટલી બધી ગ્લાનિ થઇ. કહો તો ખરા જરા સામું તો જુઓ.

દશરથ—કોણ પ્રિય પુત્ર રામ ? તું સદાય મારો સંગી રહે પ્રિય ? આ જગતના બધા મને છોડી દે, મારો ત્યાગ કરે પણ તું મને ન ત્યજીશ. પ્રિય પુત્ર તુંજ મારૂં જીવન છો. મારાથી દૂર ન જઇશ. (ફરી મુચ્છાં આવે છે.)

રામ—પિતાજી ? પિતાજી ? હું આપની પાસેજ છું. માતા કહો તો ખરાં પિતાની આવી દશા થવાનું કારણ.

કૈકયી—કારણ તો તું પોતેજ છો. પુત્ર જો સાંભળ; તારા પિતાએ મને પૂર્વાવસ્થામાં બે વચન આપ્યા હતાં. તે વચન મેં આજ માંગ્યા. મેં માગણી કરી કે પુત્ર ભરત રાજ્યાસને બેસે અને રામભદ્ર ૧૪ વર્ષ વનમાં જાય. તારા પિતાને એથી દુઃખ થાય છે. તને વનમાં જવાનું કહી શકતા નથી.

રામ--ઓહો એટલુંજ કે? હે પ્રિય માતા? પિતાએ અથવા તમે આ મારા પ્રાણને માંગ્યા હોત તો તે પણ આપત તો આ વનવાસ તે શું વિસાતમાં? હું આ ક્ષણેજ વનવાસ જવા વિચરૂં છું. પિતા ખેદ ન કરશો. તમારો પુત્ર સદા સર્વદા તમારી આજ્ઞા પાળવા તૈયારજ છે.

એમ કહી માતા પાસે વિદાયગીરી માંગવા જાય છે. ત્યાં તો વા વાત લઈ જાય એ ન્યાયે સર્વ અંતઃપુરમાં રામ વનવાસની વાત પ્રસિધ્ધ થઈ જાય છે. એટલે સીતા લક્ષ્મણ-સુમિત્રા તથા કૌશલ્યા આદિ બધાં કૈકેયીના આવાસમાં આવી પહોંચે છે.

### રાગ રામગ્રી.

( વૈદર્ભી વનમાં વલવલે. એ રાહ. )

કૌશલ્યાઃ– શ્રીરામ સુંદર બાલુડા, જૈશ ના વનમાંય,
ટળવળતી મૂકી માવડી, છુટતાં જીવ આ જાય. શ્રી. ૧

દસરથઃ– હું અપરાધી છું રામશ્રી, કર સાચો તું ન્યાય,
રવિકૂળ ગાદી આ રાજ્યની, ઉતરી પરંપરાય. ૨

રામઃ– માતા હૈયે ધીરજ ધારજો, ક્ષત્રીવટ અભિમાન,
સર્વ મૂકી ધર્મ ધારવો શીખ એ દેવાનાં જ્ઞાન,
માયા મૂકો તાત માવડી. ૩

કૌશલ્યાઃ– માતૃગુરૂ શ્રુતિસમ શાસ્રને,મ્હારૂં વચન છે માન્ય,
રોતાં ખૂટયું નીર મીનના, સધજાશે આ પ્રાણ. શ્રી. ૪

દસરથઃ– તમથી અન્યાય છે મ્હેં કર્યો, હક લેતું વિચારી,
વચન છે તાતને માતનું, ફસ્યો છું લે ઉગારી;
થાવા ન દે તું અધર્મને ૫

રામઃ- પૂત્રના ધર્મથી નહી ચળુ, એક વચની છો તાત,
ભરત કૈકેયી માતને, પ્રેમે પુંજું સાક્ષાત્;
આદ્ય વચન શીર માન્ય છે. ૬

કૌશલ્યાઃ– ફૂટી નથી મુછ પૂરી એ, ધાવણુ નાહી સુકાય,
સુકોમળ અંબુજ મુખની જૈશુ મોસાળ માંય. શ્રી. ૭

દસરથઃ– વૈદેહી આ સુકુમારિની, દયા કંઈ પણુ આણુ,
હાય અનુજ તુજબાળ છે, સધજારો આ પ્રાણુ;
ઊગાર રામ સુપૂત્ર તું. ૮

રામઃ– પૂર્વજ હરિચંદ્ર કુળમાં, અવતરી અહાવી વાણુ,
તુચ્છ તનુજ માયા મુકવી, તાત છોજી સુજાણુ;
સાચું વચન આપનું કરૂં. ૯

કૌશલ્યાઃ– આજ આડો કેમ આવડો, હઠ ધરી દીલમાંય,
ખોળા પાથરીને વિનવું, જઇશ ના વનમાંય;
સમજાવો ગુરૂરાયજી એટલું. ૧૦

---

હે કૌશલ્યા, રામભદ્ર સર્વોત્તમ પુત્ર ધર્મ બજાવે છે એને હું ગુરૂ ધર્મની રીતીએ અટકાવી શકતો નથી.

દાહરો.

વશિષ્ઠઃ– પિતા તણું હીત પારખી પ્રીતે—ટેક.

રહે આચરી આદરીને જે,
ઉત્તમ પુત્ર છે શાસ્રની રીતે. પિતા. ૧
વચન કહ્યું તે સાંભળી કરી દે,
મધ્યમ પુત્ર એ જ્ઞાની કહે છે. પિતા. ૨
વચન કહ્યું ને કકલી કરે તે,
અધમ પુત્ર તે નારકી ગતીએ. પિતા. ૩
કહ્યું તે કરે ના હર હર ઈતી,
જાર જાત કુળ ધ્વંસ સંતતી. પિતા. ૪

દશરથ—હા રામ! હા, રામ રામ સમ રામ એમ કહી પ્રાણુ છોડે છે. દેવતાના દુંદુંભીઓ ગડગડે છે, પુષ્પની વરસ્ટી થાયછે. સર્વજનો શોકાતુર થઈ જાય છે.

વસિષ્ઠ—હે મંત્રીશ્રી ! દશરથ તો ગયા. ભરતને સત્વર રથ મોકલીને મોસાળથી તેડાવો. શત્રુઘ્નને સૈન્યનો અધિકાર આપો અને પુર તથા કીલ્લાનું રક્ષણ કરો. સર્વ દરવાજાઓ બંધ કરો. મહારાજાનું શબ સ્મસાનમાં લઈ જવાની ઉચિત સર્વ તૈયારી કરી અયોધ્યા સામ્રાજ્યનો વિજય વાવટો કાઠીથી અડધે ઉતારો અને ભરતના અભિશેકની તૈયારી કરો.

---

## પ્રવેશ ૧૩ મો.

રામ વનમાં વિચરે છે તે વખત સર્વ પૂરજનો તેમની સ્તુતિ કરે છે.

૨૮ રામ નામ રસ દીવ્ય—એ ઢાળ.

જય ! દીવ્ય ધનુર્ધર રામ–પૂર મન કામ,<br>
આઠ જામ જીવ જય નામ, મૂર્તી ગુણ ગ્રામ—ટેક<br>
વરદાતા–પિતુ માતા મુનીઋષિ ગુણ ગાતા,<br>
છો ભકત વત્સલ ભગવાન, હૃદય વીશ્રામ.—જય ૧<br>
ચાલક તૂં–પાલક તૂં–તારક મારક–તૂ;<br>
જય પ્રેમ પૂર્ણ પ્રજ્ઞાન, રૂપધન શામ—જય ૨<br>
આનંદ કંદ, જીવ મતી મંદ, ગાય ગીત છંદ;<br>
ઇંદિરા લોભી મકરંદ, ચરણ યુગ ભૃંગ—જય ૩

(રામ લક્ષ્મણ સીતાનું વનપ્રતિ પ્રયાણ.)

---

## પ્રવેશ ૧૪ મો.

મોશાળ ગએલા ભરતને રથમાં બેસાડી સુમંત અવધપુરી નજીક આવી પહોંચે છે.

ભરત–આર્ય સુમંત ? આપના હાસ્યવદનથી રસમય પ્રેમાળ વચનોથી મારી સાથે આપ વાત કરતા તે મૌન કેમ ધારણ કરી રહ્યા છો. તમારૂં સ્મીત વદન કમળ કેમ આમ કરમાઈ ગયું છે. તે મને કહો. મારૂં મન બહુ મુઝાય છે. તે ઉપર તમારા વચનામૃતની અમી છાંટી શાંત કરો.

સુમંત–મૌનધારી બોલતા નથી.

ભરત–હે સુમંત. આપણે અયોધ્યા નગરની સમીપ આવી પહોંચ્યા છીએ. અવધપુરીની અત્યંત શોભાને બદલે આજ નિસ્તેજ કેમ જણાય છે. આ શીયાળવાં અને ગર્ધભના પ્રતિકૂલ શબ્દો મારા કાનને ફાડી નાંખે છે. મારૂં હૃદય ચીરી નાંખે છે. મારી ડાબી આંખ અને ડાબો બાહુ ફરકે છે. અંતઃકરણના તાપને લીધે મુંઝવણ થઈ મારા રોમમાં કંપ થાય છે. શું અવધપુરી ઉપર કોઈ ભોળાનાથના વરદાનથી મદોન્મત થએલા વિબુધાદિ અરીઓએ શહેર ઉપર ઘેરો ઘાલી જનસમુદાયને ભુખમરામાં રીબાવ્યાં છે. જો તેમ હોય તો હું તેની સાથે યુધ્ધ કરીશ અને કદાચ તેના શીરે વરદ કર રાખી સહાયતા કરતા હશે તો શિવની સાથે પણ સંગ્રામ કરવાને ચૂકીશ નહિ. હે સુમંત્ર ? જ્યાં શ્રીરામચંદ્રજી સરખા બાણુવળી મારા પિતુસમાન પરાક્રમી અને રવિકૂળનું સામ્રાજ્ય રક્ષણ કરવા સાક્ષાત ભાનુ પોતાના જાજવલ્યમાન કીરણથી ભડકી રહ્યા છે. અને સાક્ષાત વૈશ્વાનર પ્રસન્ન થઇ સ્ફોટક ધન ગર્જાવી રહ્યા છે. અને સર્વ સંપત્તિ આપે છે. તે સ્થળે શોક અને ભયની શંકા કરવી એજ મારા હૃદયની દુર્બળતા છે.

તમારા જેવા મંત્રી, બ્રહ્મવેત્તા વસિષ્ઠના સરખા ગુરૂ અને સ્વર્ગથી અવતરેલ દેવતા જેવા સરસ્વતી અને બૃહસ્પતિના જેવા માનીતા અષ્ટ પ્રધાનો, લોકની રક્ષા કરે છે ત્યાં આગળ લોકની અસ્વસ્થતાની કલ્પના કરવી એ પણ મને અઘટીત જેવું દેખાય છે. અમારા સર્વ કુટુંબીઓમાં માહાયોગી શૃંગીઋષિ માતા કૌશલ્યા કૈકયી અને રાજ્ય લક્ષ્મીરૂપ જનકતનયા સરખી સતીઓ વસે છે. ત્યાં સુખ અને કુશળ પૂછવું એ માત્ર વિવેકને અર્થે છે. ત્યાં અકુશળ અક્ષેમ, અને નીરામયપણું હોયજ નહિ તો હે સુમંત મને સત્વર કહી દો શું છે ? શું કારણ છે ? પૂરના દરવાજા કેમ બંધ છે ? અયોધ્યાના સુવર્ણ અને મણીમય દુર્ગ ઉપર વિજયધ્વજ ફરકતો અર્ધ કાંઠીએ કેમ દેખાય છે. આ સર્વ દુકાનો

બંધ કેમ છે. લોકો શોકાતુર કેમ જણાય છે. એ મને સત્વર કહી દો. મારો જીવ બહુ ગભરાય છે.

સુમંત–કંઈ નહિ બોલતાં આંખમાંથી દડક દડક આંસુ પાડે છે અને મ્લાન મુખથી પોક મુકવાનું આવરી રાખે છે અને બોલતા નથી. ભરતને રથમાંથી ઉતારી જ્યાં ચક્રવર્તી મહારાજાનું શબ પડયું છે તે કૈકેયીના અંતપુરમાં તેડી જાય છે.

હે પુત્ર! અયોધ્યાનો સમ્રાટ હવે તું થા. એવી વધામણી કૈકૈયી ખાય છે. અને ઓવારણા લે છે.

ભરત–અરે આ તું શું બકે છે. મારા વ્હાલા પિતાજી કયાં છે. તેમની પાસેને પાસેજ રહેનારા મારા વડીલ ભ્રાતા રામભદ્ર કયાં છે? આ શબ કોનું પડયું છે. માતા કૌશલ્યા કેમ ખુણે ભરાઈ રહ્યા છે.

કૈકૈયી–પુત્ર તારા પિતા તો અમરપુરીની વાટે સંચર્યા છે. અને તારા રાજ્યમાં બંડ બખેડા થાય નહિ માટે રામભદ્રરૂપી કાંટો દૂર કરી વનમાં મોકલ્યો છે. હવે તું સુખે રાજ્ય કર.

ભરત–મારા ચિત્તમાં વિષમ અગ્નિની જવાળાઓ સળગાવનાર આવું દુષ્ટ કર્તવ્ય કરનાર કોણ છે.

કૈકેયી–અન્ય કોઈજ નહિ પણ તારી હિતૈસ્વી જનેતા. તારા પિતા તો રામભદ્રને ગાદી સોંપી દેતા હતા, પણ આપણી પ્રિય દાસી મંથરાએ આ સર્વ હકીકતથી મને વાકેફ કરી મને કૌશલ્યાની દાસી બનાવવાનો વિચાર હતો. અને તે રાજ્યમાતા હોવાથી કરી પણ શકત પરંતુ આપણા સુભાગ્યે એમની સઘળી ધારણા ધૂળમાં મળી. મેં તારા પિતા પાસે બે વચનો થાપણમાં રાખ્યા હતા તે માંગીને તને રાજ્યાભિષેક કરાવવાનું અને રામભદ્રને વનવાસનું વચન માંગ્યું. પુત્ર વિયોગ સહન ન થવાથી તારા પીતા સ્વર્ગની વાટે સીધાવ્યા અને તારૂં આગમન થયું.

---

## ભરત.

( ભાઈ તોફાનમાં છે વહાણ એ રાગની ગરબી. )

ધીઃક જનની આ શું કર્યું કામ, સૂઝી બુદ્ધિ કયાંથી આવીરે;
નીચ ! નામને લજાવ્યું આમ, રામે શું બગાડયું આવીરે. ૧
જે વિશ્વ સુહૃદ શ્રીરામ, ધર્મ તણા અવતારીરે;
કૌશલ્યાથી અદકુમાન, દે છે તને પાય લાગીરે. ૨
મ્હને આપથી અદકો વ્હાય, પ્રીય બંધુ મુજ એવોરે;
તેને આપ્યો ત્હેં વનવાસ, પૂર્ણકામ રામ કહેવોરે. ૩
મુજ પીતાએ મૂકી વિશ્વાસ, દીધો વર તને પ્રેમ થકીરે,
તેનો કર્યો આવો ઉપયોગ, દંશ રાખી છળ કરીરે. ૪
તે અધમમાં અધમ છે જાત નીચ તોએ પણ તેમાં રે;
હક છીનવે ન કોઈ આમ, પાપી પેટ ભરવાનેરે. ૫
આ બાલ યુવાને વૃદ્ધ, મુર્ખ પણ ન્યાય ગણે;
ખરા વારસ અધિકારી રામ, દુભાવ્યા તેં છળી તેને રે. ૬
એતો છેજ પરાયો માલ, થાઉં ખરીવેત્તા શું હું રે;
ચોર દ્રોહીની ચલાવી ચાલ, જડ થઈ જડલઉરે. ૭
બેઠો બાર વરસનો હકદાર, સાર શું રોવડાવી કાઢું રે;
મુજ હાથે શું મુજ નાક, ન્યાય સમજીને પાડું રે. ૮
રોઈ રાંડી રાંડ સમાન, ઘેર બેસી રહી ખાઉંરે;
હીન પુરૂષાર્થે બોળું નામ, પીતા દીગ્વીજયીનુંરે. ૯
કાઢ્યું કીયા જનમનું વેર, માત થઈ મ્હારી તુંરે;
વરતાવ્યો હાહાકાર, મોઢું જગમાં શું દાખું રે; ૧૦
આ પાપથી છુટીશ કયે જન્મ, કયો પાપ પુંજ ફળીરે;
ધર્મ ન્યાયને સત્ય વિવેક, લોભે ગયાં કયાં બળીરે. ૧૧
તારૂં મુખ ન જોવું જીવતે હું, જોગ લઇ વન જાઉંરે;
ઝાલી પાય શ્રીરામ તે રાજ આપી સુખી થાઉં રે. ૧૨
થઈ ત્હારો જગમાં તન્ન, દાખું કાળું મોઢું શું હું રે;
કોઈ કેશે કૈકેયી સૂત, મોત મારૂં અત્યારે આણું રે. ૧૩

ભરત—હા કષ્ટ હા કષ્ટ ! મારા હૃદય ઉપર એકદમ વજ્રપાતના ઘા થયા સમાન આ કુત્સિત વચનો મારા કર્ણમાં વિષ રેડી રહ્યાં છે. હે દુષ્ટ માતા ! પરશુરામની પેઠે હું પણ તારો વધ કરીશ. હવે મા કહેતાં પણ મને લાજ આવે છે. તારા આ દુષ્ટ કર્મથી શ્રી રામભદ્રને બદલે હું વનમાં જઈશ અને યોગારૂઢ થઈશ. રામભદ્રને જ્યારે હું ગાદીપર બેસાડીશ અને વનમાં જતા અટકાવીશ ત્યારેજ હું ભરત ખરો. હે દુષ્ટ જનેતા તારી કુખે જન્મ લેતાં પૂર્વે મારૂં મરણ કેમ ન થયું. હા, એ વાતનો શોચ કરવો મિથ્યા છે. જન્મ આપવો પ્રભુના હાથમાં છે ? માત્ર કર્તવ્ય કર્મ કરવું એ પુરૂષાર્થ છે અને તે પુરૂષને આધિન છે.

---

(ભરતનો ક્રોધ) ક્યાં ગઈ પેલી દુષ્ટ મંથરા ? હે સીપાઈઓ અને મારાઓ ? એ રંડાને પકડીને એના શરીરના કકડે કકડા કરી ઉકરડે નાંખી આવો.

વસિષ્ઠ—ભદ્ર ભરત ! ક્રોધના આવેશમાં સ્ત્રી હત્યા ન કર. શિષ્ટજનોએ સ્ત્રી હત્યા અનુચિત કર્મમાં આલેખી છે. માટે એના કર્મને ઉચીત રાજ્ય સાસનની પધ્ધતિએ એના નાક કાન કાપી ગધેડે બેસાડી અયોધ્યા રાજ્યની સીમાડાની બહાર વનમાં છોડી દો.

કૌશલ્યા—વત્સ ભરત માતાના વધથી તને લાંચ્છન આવશે. માટે તે ક્ષમાને પાત્ર છે. મહાત્મા પરશુરામે પિતાને પ્રસન્ન કરી માતાને ફરી જીવતી કરી કલંક ધોઈ નાંખ્યું છે. તારે તો હવે પિતાને પ્રસન્ન કરવાનું તારા હાથમાં નથી માટે ક્ષમા ધર્મનો સ્વીકાર કરી લે. અને અચળ કીર્તી વરી લે. અને વળી મંથરા ગરીબ બિચારી કમ અક્કલની એ તો આ વ્યતિકરમાં નીમિત્ત માત્ર થઈ છે. પ્રભુની સૃષ્ટિમાં તેમની ઇચ્છા વિરૂદ્ધ કાંઈ બનતુંજ નથી એટલે મંથરાએ આ કરાવ્યું એવો મિથ્યા

વ્યામોહને વશ ન થઇશ. મંથરા કોણ ? તમારી દાસી. તે તો ક્ષમા પાત્ર છે. એને બિચારીને છોડી દીયો.

ભરત—માતા એ ખરૂં છે. પણ એક ખરાબ માણસ બીજા અનેકને ખરાબ કરે છે. એ વ્યાવહારિક સિદ્ધાંત હોવાથી તેને હવે આ રાણીવાસમાં રાખવી એ મહા અનર્થકારી છે. જાઓ સીપાઈઓ એના નાક કાન કાપી ગધેડે બેસાડી શિષ્ટ સંપ્રદાય પ્રમાણે દેશ પાર કરો. પણ કૌશલ્યા માતાના વચન પ્રમાણે એને જીવતી છોડજો.

---

## પ્રવેશ ૧૫ મો:—મંથરાની દશા.

(ગ્રંથકર્તા) સીપાઈઓ મંથરાને વનમાં મૂકી પાછા ફર્યા એટલામાંજ એક ભૂખ્યો વાઘ ગુહામાંથી નીકળ્યો અને મંથરાને ફાડી ખાધી.

અકળકળા પ્રભુની ન કળાય, વિશ્વવિલાસ નજરે ન જણાય;
સટ્ટો ચોરી જારી જુગારી કરી, લક્ષ્મી લેવા ધાય,
આગ લાગીને ભસ્મીભૂત થઇ, પળમાં સઘળું જાય. અકળ૦
તીજોરી તાળામાં પુરી લક્ષ્મી, બહુ ધનવાન જણાય;
પણ એ ધનને ભોગવનારો, સુપુત્ર મળે ન ત્યાંય. અકળ૦
પ્રદેશ લુંટી વિજય મેળવ્યો, પણ પોતે મરી જાય;
ગળાં કાપ્યાં કંઇ જનના તેની, યમ દયા નવ ખાય. અકળ૦
સાત માળની હવેલી બાંધી, પણ તેમાં નહિ રહેવાય,
રોગ દુઃખથી મરણ નીપજે, યુવતિ નિજ રંડાય. અકળ૦
જોર તોરની ટોળી જમાવી, પણ ગુપ્ત રોગે રીબાય;
ઉપરથી સુંદર લાગે પણ, ભીતર હાડ સડાય. અકળ૦
થાવાનું તે એણીપેર થાશે, જેમ જળ શ્રીફળે ભરાય;
જાવાનું તે અજબ રીતે જતું, જેમ કોઠ કરી ગરી જાય. અકળ૦
સકલ નિજ સંસારનો ભાર સોંપીને જો પ્રભુના ગુણ ગાય;
હુંભાવ તજતાં દેવયાનમાં ઈંદીરા ચઢી ચઢી જાય. અકળ૦

વાઘના ખાધા પછી મંથરાના હાડકાં એક પુસીપની ખાડીમાં રઝળતા થયા. અને મંથરાનો જીવાત્મા પ્રેતત્વ દશાને પામ્યો. અને એ પ્રેત એક સ્મશાનના પીપળાની ડાળ ઉપર બેઠું. ત્યાંથી બેઠા પછી બોલે છે કે અહોહો. આ ભૂતના ભડકા મારા શરીરમાં પ્રવેશી અગન ઉઠાડે છે.

મારી દહનક્રીયા તો થઇ નથી. ત્યારે મારૂં મુખ કેવી રીતે બળીને રાખ થયું અને વાણીનો ઉચ્ચાર પણ કેવી રીતે થયો. મારા હાથ પગના કટકા થઈ મીટ્ટી થઇ ગયા. તો હું હાથ પગ વિના ચાલી કેમ શકું છું. અને હાથ લાંબા પહોળા કેમ કરી શકું છું. મારૂં આખું શરીર ખવઇ જઇ વ્યાઘ્રની વિષ્ઠારૂપ થઈ તે મીટ્ટીમાં મળી ગયું. તો મારા પંચ ઉપપ્રાણની ક્રિયા એટલે કે છીંક આવવી. નિમેષ ઉન્મેશ થઈ જવા વીગેરે ઉપપ્રાણ વિના તેની ક્રીયા કેવી રીતે થાય છે. એ કાંઇ સમજાતું નથી.

ઘુઘુઘુઘુઘુ ઓહો આ દરીયાનો ઘુઘવાટ અને છોળ અને વાદળાનો અંધકાર બુદ્ધિનું જાડ્ય આ છાયા શરીરને શું પાતાળમાં ઘસડી જાય છે. ઓ મારા બાપ આ મોજું આવ્યું અને મને ઘસડી ગયું. મને માછલાંએ ફોલી ખાધીરે. ઓ મગર આવ્યો કડડડડ ધુમ આતે તોપનો અવાજ કે સિંહની ગર્જના છે કે મેઘ ગાજે છે. કાંઈ સમજાતું નથી. મને બીક લાગે છે. ઉપર વિજળી પડી. મને મારી નાંખીરે ? આ ચમકારા વગરની વીજળીએ પૃથ્વીને ફાડી નાંખી અને મને તેની બોમાં નાંખી દીધીરે મારૂં શરીર કુટાઈ ગયું અને હાડકાં ભાંગી ગયાં. સરરરર. ફૂફૂફૂફૂ આ પ્રલયકાળનો વાયુ અને મેઘની વાંછટ મને બહુ બીવડાવે છે.

કીકીકીકીકીકીકીકીકી ઓ ફાડી ખાધીરે મારા બાપ. ઓ ભરતે તલવાર ઘોચીરે, ઓ સીપાઈએ બાંધીરે, અરે મને કોઇ મૂકાવો મને બહુ બીક લાગે છે. મારો સ્રીનો દેહ ક્યાં ગયો. હાય તેની વ્યાઘ્ર વિષ્ટા થઇ ગઇ. મનુષ્ય શરીરને બદલે આ કાળું ઓળા જેવું મારૂં શરીર થઈ ગયું. હું પ્રેતદશા પામી છું. મને આંખ વિના કેમ દેખાય છે. કાન વિના કેમ સંભળાય છે. મારૂં

છાયાશરીર ઘડીમાં લાંબુ ટુંકુ, પાતળું થઈ જાય છે. મને બહુ ભૂખ લાગી છે. તરસે ગળું સુકાઈ જાય છે. શરીરમાં વીશના વેગ ચડે છે. ઓહો આ યમપુરીની શું મને શીક્ષા થાય છે. હા કુસ્સિત મતિ તેં મને આવી દશામાં પહોંચાડી. મારા કર્મને ઉચિત હું દેહ પામી હવે મને કોણ મૂકાવે. હે રામભદ્ર સતી સીતા તમારા પુણ્યપ્રભાવે મને શાંતિ પ્રાપ્ત થાઓ. મારાથી આ પ્રેતદશાનું કષ્ટ સહન થતું નથી. હા રામ ! હા રામ કહી મુર્ચ્છા પામે છે અને રામનામના પ્રભાવે પ્રેતત્વથી મુકત થાય છે મરી શકાતું નથી.

કવિ–આ પ્રમાણે મંથરાનું ૧૭ તત્વનું જ્ઞાનમય લીંગ શરીર અથવા તો જીવ કહો તેમાં દુઃખ ભય શોક અંધકાર, જાડ્ય, કુત્સિત કર્મ સંસ્કારનું ભય પેદા કરે છે. જો ખરાં મોજાં વાઘ કે મેઘ હત તો સર્વ મનુષ્યની નજરે પડત. પણ આ તો એના મનની કલ્પના એને ભૂત થઈ ખાય છે. એમ સમજવું)

---

## પ્રવેશ ૧૬ દશરથના જીવાત્માની ઉર્ધ્વગતિ.

હા રામ એ શબ્દો છેલ્લા નીકળતા વારને તુરતજ દશરથના પ્રાણ દેહને છોડીને નીકળી ગયા. ૨૭ તત્વમાંથી દશ કર્મેન્દ્રિયો માત્ર દેહમાં નિશ્ચેષ્ટીત થઈ રહી. ૧૭ તત્વનું લીંગ શરીર અગ્નિના ભભુકાના જેવું દેદિપ્યમાન થઈ રહ્યું દેવના દુદુંભીઓ વાગી પુષ્પની વૃષ્ટિ થઇ અને સુર્ય મંડલમાંથી તેજસ્વી વિમાન અને દેવોના મુખ્ય અધિકારી તેમને તેડવાને આવ્યા અગ્નિમાં આપેલી આહુતિઓ દિવ્યરૂપ ધરી કહે છે કે હે મહાત્મા આવો આવો સ્વર્ગમાં આવો સ્વર્ગના સુખ લો તમારે માટે આ વિમાન સૂર્યનારાયણે મોકલ્યું છે તેમાં વિરાજમાન થાઓ. અનેક લોક લોકાન્તરમાંથી તે તે લોકના અધિષ્ઠાતા પુષ્પના હાર લઇને અમારા લોકને પાવન કરો હે પુણ્યશ્લોક અમારા લોકમાં તમારા ચરણની રજ પુષ્કળ થાઓ અંહી આવો અમે તમને વધાવવા આવ્યા છીએ. એમ બોલવા લાગ્યા. સઉથી પ્રથમ અનેક સૂર્ય હોય એવો તેજોમય માર્ગ જેને શાસ્ત્રકારો દેવયાન પંથ કહે છે તે આ અમરપુરીમાં જવાનો

માગ છે. માટે આ દિવ્ય વિમાનમાં બીરાજો દશરથનો જીવાત્મા બોલ્યો હે દેવ દૂતો ? આ માર્ગ અતિ રમણીય સુંદર આલ્હાદક અને આનંદજનક જોઇ મને આશ્ચર્ય થાય છે કે આવા સુખમય માર્ગમાં કેવા પુણ્યાત્મા જતા હશે તે મને કહો.

દેવદૂત—હું તમને વારંવાર પ્રણામ કરૂં છું. અને આ માર્ગમાં કયા કયા લોકો આવે છે તે પણ કહું છું. આપણું વીમાન ઝટ-પટ પૃથ્વી ઉપરથી મેઘ મંડળમાં આવ્યું. જુઓ આ મેઘ ગર્જના થાય છે. અને મેઘની વૃષ્ટિ થાય છે. જુઓ જુઓ આ ધૂધવા પૃથ્વિ ઉપર પડી રહ્યા છે. અને આપણું વીમાન તેમાંથી પસાર થાય છે. તેમના મુખ્ય અધિષ્ઠાતા કલ્યાણકારી રૂદ્ર છે. અને તેઓ અહીંથી તહીં વાદળાંઓને ઘસડે છે. સમુદ્રના મોજાં અને તોફાનમાંથી અજવાળા કરતી અને ચમકાર કરતી આગબોટ મોજાંને વટાવીને જેમ સમુદ્રમાં દોડે છે તેમ આ આપણું વીમાન મેઘ મંડળમાં વિચરે છે. વરૂણ દેવતા એના અધિષ્ઠાતા છે. તેઓ પુષ્પમાળ લઇ આપને વધાવે છે અને કહે છે કે હે મહાનુભાવ મહાત્મા દશરથ ? અહીં આવો અમારા લોકમાં આવી અમારા લોકને પાવન કરો. અને આ પુષ્પહારનો સ્વીકાર કરો. (દશરથ રાજા તે સ્વીકારી વરૂણ દેવને પ્રણામ કરે છે.) અને કહે છે કે મારે અમરપુરીમાં જવાની ત્વરા છે તેથી તમારા આ પુષ્પહાર રૂપી સ્વાગતને સ્વીકારી હું અંહી વધુ ખોટી થઇ શકતો નથી.

એટલામાં વિદ્યુત લોક, ઇન્દ્રના વજ્રરૂપી શરીર ધારણ કરનાર વિદ્યુતલોકના અધિષ્ઠાતાનું સ્વાગત સ્વીકારી ત્યાં પણ ન થોભતાં આગળ ચાલવા માંડયું.

હવે અગ્નિલોક આવ્યો. ત્યાં અગ્નીના પાંચ શરીરના તેજથી દશરથ અત્યંત વિસ્મય પામી ગયા. અહો આ સર્વદા સર્વથા, શત્રુ વિનાશક ગર્જના કરતો મહાન દેદિપ્યમાન અગ્નિ જયાં ત્યાં ભભુકી રહયો છે. અહાહા. સ્વર્ગસ્થ અગ્નિના શરીર જો કે ભડકી રહ્યાં છે તો પણ આ શરીરોમાં દાહકશકિત કેમ જણાતી

નથી. હા, મહાત્મા વસિષ્ઠ ગુરૂએ એક વખત મને કહ્યું હતું કે સ્વર્ગના અગ્નિના શરીરમાં દાહકશકિત નથી હોતી અને તે ગરમ પણ લાગતા નથી.

અહો આતો ગાર્હપત્ય અગ્નિ છે. આ તો આહવનિય છે એમ અગ્નિના પાંચ જુદા જુદા કુંડમાં નિરનિરાળે ઠેકઠેકાણે અનંત તેજોમય શરીરોજ જે રકતવર્ણા છે અને જે સપ્ત અર્ચીઓ કાઢી રહ્યા છે તે આ લોક છે. ત્યાંના અધિષ્ઠાતા દેવ સાક્ષાત વૈશ્વાનરના શરણનું સ્વરૂપ હાથમાં પુષ્પહાર લઈ રાજા દશરથને પહેરાવે છે અને પોતાની રત્નમયપુરીમાં પધારવા નિમંત્રે છે. ત્યાંના દિવ્યભોગનું વર્ણન કરે છે. પણ દશરથનો એ જીવાત્મા ત્યાં પણ ન થોભતાં આગળ આગળ વિચરે છે. તે પછી વાયુ લોક આવે છે. જ્યાં ઘુઘુઘુઘુ ઘુઘવાટ અને સરરરરસર અવાજ હમેંશા ઉઠયા કરે છે ત્યાં વિમાન જાય છે. તેના અધિપતિ ગણપતિ છે. અને સાક્ષાત સદાશિવ ત્યાં વિરાજે છે. શિતલ સુરગંગા ત્યાં વહે છે. ચંદ્રમાં ઠંડક કરે છે. ત્યાં શ્રીગણેશે એ દિવ્ય જીવાત્માને પુષ્પહાર આપવા માંડયો અને શિવલોકમાં આવવા કહ્યું ત્યાં પણ દશરથરાજાએ કહ્યું કે હે ગજાનન હું આપનો હાર સ્વીકારી આપના લોકમાં રહી શકું એમ નથી. ત્યાંથી પિતૃલોકમાં વિમાન ચાલ્યુ ત્યાં એમના પિતા અજમહાત્મા સામા પુત્રને ભેટવા આવી એકદમ ભેટી પડયા. અને તે બોલ્યા હે કુલદિપક હે સુપુત્ર. તેં મારૂં નામ અમર રાખ્યું અને સત્ય વચનથી ચળ્યો નહિ. ધન્ય છે તને અને ધન્ય છે મને કે હું તારો પિતા કહેવાયો. આ પ્રમાણે પીતાએ પુત્રના ગળામાં હાર નાંખવા માંડયો અને કહ્યું કે આવ અંહી પિતૃલોકમાં અતિ આનંદ ભોગવવાનો છે. માટે અંહી મારી સાથે રહે. મહાત્મા દશરથે કહ્યું કે પિતાજી આપનું પૂજન તો મારે કરવાનું છે તેને બદલે મને આપ કેમ પૂજો છો. આ અઘટીત થાય છે. પિતા કહે છે કે હે પુત્ર હું તને હાર ચડાવતો નથી પણ તારા સત્યરૂપ

જ્ઞાન અનંત બ્રહ્મરૂપ આત્માને ગણી પુષ્પહાર તે બ્રહ્મને અર્પણ કર્યું છું તે ઘટીતજ છે.

દશરથ–પિતાજી આપને છોડીને હું અમરપુરીમાં જઇ શકતો નથી. માટે આપ આ વિમાનમાં બેસો. એમ કહી પિતાજીની સાથે સૂર્યમંડળમાં જાય છે. ત્યાં આગળ ચકચકતી થાળી જેવા દેદિપ્યમાન લોકો છે. અને ત્યાં સાક્ષાત્ સૂર્યનારાયણ તે બાપ દિકરાને ઇચ્છામાં આવે ત્યાં રહેવાને કહ્યું. અનંતકાળ સુધી સૂર્ય તપે છે અને પૃથ્વી જ્યાં સુધી કાલાગ્નિ રૂદ્રે ત્રિભુવનનો નાશ કર્યો નથી ત્યાંસુધી આનંદ સુખ શાંતિ ભોગવે છે.

એક દેવદૂત પૂછે છે હે મહાત્મા દશરથ તમે આવા ઉચ્ચ સ્થાને પહોંચ્યા અને મંથરા તો નીચ સ્થાને સડયા કરે છે એટલો બધો તફાવત થવાનું કારણ શું તે મને કહો. મને શંકા થાય છે.

દશરથ કહે છે—હે દેવદૂતો! તમે ઇન્દ્ર જેવા બ્રહ્મજ્ઞાનીની સમીપ વસતાં સર્વ વેદરહસ્ય જાણો છો તથાપિ આ તમારો પ્રશ્ન લોક કલ્યાણાર્થે છે. તેથી હું યથામતિ કહું છું તે સાંભળો.

આ દુષ્ટ મંથરા સાત જન્મ સુધી દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થઇ હતી. પ્રથમ પતિનો વિશ્વાસઘાત કરી એ અતિ વ્યભિચારિણી થઇ. બીજે જન્મે પતિઘ્નિ થઇ એટલે પતિને ઝેર આપી મારી નાખ્યો. ત્રીજે જન્મે પતિને સહજ મંદવાડ આવ્યો એટલે એક વીલ કરી તેનું સર્વસ્વ લખાવી લીધું. ઇશ્વરકૃપાથી ધણી સારો થયો અને ઘરમાં રહેવા માંડયું સ્ત્રીને બોલાવી. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે ઘર તો મેં વેચી નાંખ્યું છે અને તમે વીલના દસ્તાવેજથી સઘળો અધિકાર મને આપ્યો છે. આવી રીતે જવાબ આપી પોતાના યારની સાથે મસલત કરી તેની ધણીયાણી તરીકે રહેવાનો નિશ્ચય કર્યો. પણ પેલા યારે બાઇની શીખવણીથી તે સ્ત્રીના પતિને મારીને ઘરની બહાર કાઢી મુકયો અને પોતાને પીયર ચાલી ગઇ. ત્યાં એના ધણીએ સાસરેથી માણસો સાથે આવી

તે સ્ત્રીના ભાઇઓને કહ્યું કે મારી મીલકત અપાવો. સાળાઓએ તે બનેવીને મારીને કાઢી મૂકયો. આખરે તેને હાથના કર્યાં હૈયે વાગ્યા. તેનું ભીખ માંગવાથી પણ પુરૂં થતું નહોતું. આવી રીતે એક સારી સ્થિતિનો માણસ દુર્દશાને પામ્યો. કેટલાક દિવસ પછી સરકારમાં ફરીયાદ કરી. ન્યાયાધીશે કહ્યું આ કેસનું જ્યુરીશ ડીકશન અન્ય સરકારની હદમાં છે માટે તમારી ફરીયાદ આ કોર્ટમાં ચાલશે નહિ. પેલા માણુસે ત્યાં બીજા રાજ્યમાં જઇ ફરીયાદ કરી. તેની અરજી તે કારભારીએ ફેંકી દીધી અને કહ્યું કે વકીલ મારફત બીજી અરજી કરો અને સ્ટાંપ ઉપર લગાવો. તથા અમારા ગજવા ખર્ચની હકસાઇ આપો. તો આ અરજી સ્વીકારવામાં આવશે.

પેલા ધણીએ ભીખના દાણા વેચી વેચીને જેમ તેમ રૂા. એકઠા કરી અરજીપર સ્ટેમ્પ લગાવ્યો. અને સમન્સ બજાવવા બદલ સમન્સનો ખર્ચ તથા સીપાઇને ચેરીમેરી આપી એટલે સીપાઇ સમન્સ બજાવી આવ્યો. તેની સ્ત્રી ત્યાં આવી. એ સ્ત્રીએ પાંજરામાં ઉભા રહી પહેલાં ન્યાયાધીશ તરફ થોડા ચાળા ચસકા કરી પછી સ્ત્રીચરિત્ર લગાવ્યું અને કહ્યું કે આ ધણી મને બહુ મારે છે. ખાવા પીવા આપતો નથી. અને એનાથી હું કંટાળી ગઈ છું. માટે મને છુટા છેડા અપાવો.

ધણી–અરે સાહેબ, હિંદુ વેદધર્મની રીતિથી બ્રહ્મવિવાહીત સ્ત્રીનો છેડો ફાડી શકાય નહિ. આ સ્ત્રી જુઠું બોલે છે. મેં એની પાછળ હજારો રૂા. ખર્ચ્યા છે.

ન્યાયાધીશે જુરી બેસાડી. જુરીના માણસોએ કહ્યું કે આ ભીખારી બૈરાની પાછળ હજારો રૂપીઆ ખર્ચે એ વાત અસંભવિત લાગે છે. એના દેદાર તો જુઓ. બૈરીને ખૂબ મારી હશે એ નક્કી છે. એની પાસે સાક્ષી પુરાવા પણ નથી. અને દર્શનીક પુરાવા વગર આ સર્વ ખોટું લાગે છે. માટે એ ગુનેહગાર છે.

ધણી—અરે સાહેબ, આ બાયડી તો કેવળ ગળે પડે છે. સાચી વાત તો પ્રભુ જાણે. તમે ન્યાયાસન ઉપર બેઠા છો તો વિચાર કરીને ન્યાય તોળો તો ખરા. હું અત્યારે ભીખારી જેવો લાગું છું પણ તમે તપાસ તો કરો કે પૂર્વાવસ્થામાં હું કોણ હતો.

ન્યાયાધીશ—કોર્ટનો વખત જાય છે. એવી તપાસો કરવાનું કામ કાંઈ અમારૂં નથી. તમે મને ન્યાયાધીશ કહો છો પણ હું કાંઈ ન્યાય કરવા બેઠો નથી. હું તો કાયદાનો અમલ કરવા બદલ પગાર ખાઉં છું. તમારે ન્યાય જોયતો હોય તો પ્રભુની કોર્ટમાં જાઓ. રાજાની કોર્ટ તો કાયદાનો અમલ કરવાની છે. એમ કહી ડાયવોર્સ અપાવી સ્રીને કહ્યું કે તારી નજરમાં આવે તેમ કરવાને તું શકિતમાન છે. તને કોઈ રીતે કાયદાનો બાધ નથી એમ કહી ચૂકાદો આપ્યા.

ત્યારબાદ એ મંથરાના કેટલાએક જન્મ વેસ્યા અને કુટણી તરીકેના ગયા બાદ કંઈ પુણ્ય કર્મના ધર્મ સંયોગે અમારે ત્યાં કૈકૈયીનીદાસી પદને પામી ત્યાર પછીની સર્વ બીના તમને જાણીતી છે. પ્રેતત્વથી મુકત થયા બાદ એ મંથરા એક ડુક્કરનો જન્મ હાલ પામી છે.

હવે મારી જીવન કથા કહું છું.

પૂર્વ જન્મના પુણ્યયોગે અજ મહાત્મા જેવાને ત્યાં મારો જન્મ થયો અને વસિષ્ઠ જેવા મહર્ષિ મારા કુલગુરૂ થયા એ બંને જણે મારામાં ઉત્તમ સંસ્કાર ભર્યા મારી માતાએ મારામાં વીરત્વ પ્રેર્યું તેથી જગતમાં હુ મહા પ્રતાપી ધાર્મિક અને પુણ્યશ્લોક રાજા કહેવાયો. સર્વથી પ્રથમ મહાત્મા ગુરૂ વસિષ્ઠે મને એવો દૃઢ નિશ્ચય રાખવાને કહ્યું કે જે સત્ય છે એજ બ્રહ્મનું સ્વરૂપ છે. અને સત્યવૃત ધારણ કરવાથી એ બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. એ સાક્ષાત્કાર થવાનું મુખ્ય કારણ બ્રહ્મચર્ય એ અસિધારા વૃત સમાન છે. એ બ્રહ્મ સત્ય છે માટે કર્મના ફળ અને આખું જગત પ્રવૃત થાય છે. જો બ્રહ્મ શુન્યવત હોય કે જડ હોય તો કોઈ પણ રીતની વ્યવસ્થા ફળ ઇત્યાદિ થાય

નહિ. જે પ્રમાણે સુકાની ધ્રુવ ઉપરથી પોતાની દ્રષ્ટિ ખસેડતો નથી. અને તે ધ્રુવનું નિરિક્ષણ કરી પોતાનું વહાણુ ચલાવે છે અને ધારેલે બંદર પહોંચે છે. યોગ અને વિદ્યા ભવસાગરમાં માર્ગ બતાવનાર છે. ઈત્યાદિ ગુરૂની આજ્ઞા મેં સચોટ હૃદયમાં સ્થાપન કરી અને કદાપિ તેથી ચળ્યો નથી. તેથી મને આ સ્વર્ગના સુખની પ્રાપ્તિ થઇ છે. હું વૈશ્વાનરનો ઉપાસક હોવાથી અગ્નિ દેવ મારા ઉપર પ્રસન્ન છે. અને સુપુત્રોને પામ્યો છું. મારા પૂર્વના કોઇ પાપને લીધે મેં અંધ શ્રવણના પુત્રનો વાઘનો શબ્દ જાણી અજાણપણે મારાથી તેને બાણ મરાઇ તેનો નાશ થયો છે. અને એના માતા પિતાનો શાપ મને ફળીભુત થયો તેને લીધે પુત્ર પુત્ર એમ શોક કરતાં મારા પ્રાણ નીકળી ગયા છે. આ સંસારમાં શુદ્ધ ચૈતન્ય જે બ્રહ્મ છે. અને સદા પલટાતી અંધકારરૂપ જડ અને કલિમલ કલેશ આપનારી અવિદ્યા તેમાં ભળેલી છે. જે સત્કર્મ કરનાર છે. ભકિત જ્ઞાન, વૈરાગ્ય, સત્સંગતિ અને ગુરૂ સેવા હોય છે તેને આ કલેશ અને આનંદની ભેળશેળમાંથી આનંદ ઊંચકી લેતા આવડે છે અને જેને આનંદ ઊંચકી લેતા આવડતો નથી તે ઘડીમાં હર્ષ, શોક, ઘડીમાં મોહ પામે છે અને દુઃખી થાય છે અને આવતો જન્મ પણ તેનો બગડે છે માટે તે સર્વ ધ્યાનમાં લઇ મેં મારી સંસાર યાત્રા પૂર્ણ કરી અને આ અમરપૂરીમાં વાસ પામ્યો એ કારણ મારી જીવન કથા સંબંધી છે.

# શ્રીરામચરિત્ર નાટ્યલહરી.

## અંક ૨.

### પ્રવેશ ૧.

શ્રી રામચંદ્ર અને લક્ષ્મણ બે જણાએ વનમાં ચાલવા માંડયું તેની પાછળ જનકનંદિનીએ પણ જવા માંડયું તે જોઈ શ્રી રામચંદ્રજીનું મુખ ઉતરી ગયું. બે ચાર ડગલા આગળ ચાલ્યા એટલામાં સતિએ પૂછયું કે પ્રાણપ્રિય વન આવ્યું ? વળી બે ચાર ડગલા ચાલીને વૈદેહીએ પૂછયું કે પ્રાણપ્રિય શું વન આવ્યું ? વળી પાછા બે ચાર ડગલાં ચાલીને જાનકીશ્રીએ પૂછયું કે વન આવ્યું ? તે સમયે શ્રીરામચંદ્રજીનું મુખ જે સદા સ્મિત અને મંજુલ મનહર વાણીથી સદા મધુર રહેતું તે ઉતરી જઈ નેત્રમાંથી દડદડ આંસુ પડવા માંડયા. અને કંઇ પણ બોલી શકાયું નહિ. મહાકસ્ટે ગળગળે સાદે તું ન આવ એમ તો બોલી શકાય નહિ પણ વિચાર્યું કે આ સુકુમારી સુંદરી નિત્ય સાસુ સસરાની પૂજાને અર્થે આ મહેલમાંથી સામા મહેલમાં જવા નીકળે તો એનો પગ પૃથ્વી ઉપર ન પડતાં પાથરેલા કીનખાબ ઉપરથી પાલખીમાં બેસી જે દાસદાસી સંગાથે કનકથાળમાં પુષ્પ અને ઉપહાર લઇને જતી તેને ધરતી ઉપર પગ મૂકવાનો સમય આવ્યો. અને વન એ શું વસ્તુ છે તે પણ જે જાણતી નથી એવી આ સાધ્વી ? પ્રેમાકર્ષણથી ખેંચાઇ અમારી પૂંઠે આવે છે. એવા વિચારથી ગદ ગદ કંઠે કહ્યું કે પ્રિય વૈદેહી ? આ રસ્તો જનકપુરીમાં જવાનો છે. એમ કહી પિયર જવાનું સૂચવ્યું. વૈદીહી બોલ્યાં પ્રિયપ્રાણનાથ ? શું મને તમે તમારાથી છૂટી પાડવા ઇચ્છો છો. મારે પિતુના ઘર કરતાં પતિની સાથે વનમાં રહેવું એજ સર્વોત્તમ ધર્મ છે. એ આપને કયાં અજાણ્યો છે ? માટે તમારી સાથેજ હું રહીશ અને આવીશ.

## ગઝલ.

(દીલ લગા યારસેં ઈસ દીલકા મુઝાના મુશકીલ એ રાહ.)

રામ— તાલ દાદરો.

મ્હેલ બહાર પગ મૂકયો નથી, સુકુમારી સ્નેહ ભરી,
વિકટ વન્ન વ્યાઘ્ર વરૂ, કંકર કંટક નરી.—મહેલ.
નહી ચલાય દિવ્ય રથ, નથી ત્યાં સખી સહચરી,
દાસ દાસી જન સમુહ, વાઘ ગ્રંથ વાડી જરી.
રાક્ષસને સિંહના પુકાર ત્રાસ ભયને કષ્ટ ભરી,
પ્રાણીમાત્ર સ્વસ્થ નાહિ. વલકલને દેહ ધરી.
ઉગ્ર તપ કઠોર કાજ, તાપસીઓ દેહ ચરી,
કર્તવ્યો સ્નેહ સીધી ત્રાજુડી મન દાંડી ધરી.
બ્હીકમાંય શબ્દ ગગળી, દેહ અશ્રુથી ઉચ્ચરી,
નોકરીએ જયમ વિદેશ જાય ઈદિંરા નીસરી.
મર્ણોન્મુખ મરકીમાંય તેમ રામ સતિ વીસરી
વૃદ્ધ માત તાતને મળ્યાં નથી બહુ દિન વિ-તે.
સ્નેહના વિસારવો ઘટે પ્રીયે તને સીતે,
નિજ પ્રીયા સુખેથી સુખી, સુખી કરવા રામ હિતે.
બ્હીકમાંય શબ્દ ધીમા, વચન વિકળ કહે પ્રીતે,

---

સીતા— રાગ ઉપર મુજબ.

જોગીઓની રીત શીખ્યા કયાંથી પ્રેમ ને વિસરી
પૂર્ણ પ્રેમ નિધિ શ્રીરામ અમૃત અર્ણવથી નિસરી
પૂર્ણ પ્રેમ પામવાને આચરતા તપને ધરી
પામશે તે પામ્યા તમોને ન ઘટે ફળ વિસરી

કોમળ જ્યાં રામ રેહ જે રીતે જ્યાં જેમ કરી
ત્યાં સીતા રે શુધ્ધ સાથી શાંતિમાં કલ્લોલ કરી

પ્રાણુ જીવન વીણુ પ્રાણુ રેહ કહો કેમ કરી
પ્રીતિ જળ વીણુ હૃદય કમળ કયમ વિકસીત થાય ઠરી

મન મીન ભત્રણુ મધ્યાન્હ તાપ રવિ વન્હિ ભરી
કંટક વિયોગ ખુંચે તન તફડાવે છે ધરી

જુગલ જોડ ચકત્રાક હરિણુ કપોતી રેહ ઠરી
ચરિ હરિ ફરી રેહતરી સકલ સૃષ્ટિ નિયમે કરી

સતી સમસ્ત વ્યાઘ્ર વન્ન દુઃખ થકી નાહિ ડરી
એક મહન પ્રેમ બંધ બાંધિ શીલા સ્હેજ કરી;

પ્રોત પિયુષ પ્રીતમ સ્પર્શ, સ્હેજ થાય મહન ભરી
શુષ્ક કાષ્ટ વન્હિ જવલિત, નવ પલ્લવ રેહ ધરી

રામ રામ વીણુ હૃદય કયાં વિરામે રટણુ કરી
રામ રમ્યા પછી શું દેહ એક ઘડી રેહ ઠરી

ચિત્ત ચિત્તા મ્હાંય સર્વ, ખાખ બને છેજ મરી
નિત્ય જોઉં છું તે કેમ, કૃત્ય કરૂં હું વિસરી

છાંય સીતા છુટી પડે કોહ રામ કેમ કરી
નિર ઉત્તર થૈ ગગળી રામ માત્ર રેહ આંસુ ભરી

ના ચલો કે નાહિ રહો, બોલી શકયા વિકલ હરી
સ્નેહ શુધ્ધ રેણુ અંશી ઇન્દિરા છુટે ન જરી

---

રામ—હે કલ્યાણી ! તારા પતિ પ્રેમને ધન્ય છે. ચાલો હવે બંધુ લક્ષ્મણુની સાથે આપણે ચિત્રકૂટ તરફ જઇએ.

( સર્વે જાય છે. )

# શ્રીરામચરિત્ર નાટય લહરી.

## અંક ૨. પ્રવેશ ૨.

ભરત—પ્રવાસ કરી કરીને થાકયો. પણ વડીલભ્રાતા રામચંદ્રજીના દર્શન ન થયાં ? મારી પાછળ પાછળ પૂરજનો, ઉત્સાહના વેગે સમુદ્ર પ્રતિ જેમ નદી વેગથી ધસતી ચાલે તેમ ચાલ્યા આવે છે. તે પણ મને તો હવે થાકી ગયા હોય તેમ જણાય છે. ગુણનિધિ રાઘવના દર્શન તો દોહ્યલાં થયાં છે. પિતાએ જેના વિયોગે પ્રાણ ત્યાગ્યા, જનકનંદિનીએ રખેને પ્રભુના દર્શનથી વિમુખ રહેવાશે એમ જાણી વનવાસના કષ્ટ સહન કરવા પસંદ કર્યું અને સુભાગીભ્રાત લક્ષ્મણે પણ જેનું સાનિધ્ય સેવ્યું એવા મારા આત્માની જ્યોતિરૂપ ભાઇ રામચંદ્ર કયાં વિરાજતા હશે ? કલ્પનાથી પણ કલ્પી શકાતું નથી. હે વડીલભ્રાતા ? તમારો નાનો ભાઇ તમને શોધવા ભ્રમણ કરી રહયો છે તેની તો કંઇ દયા લાવો.

( આંખમાંથી અશ્રુ ખળખળ વહે છે. )

મુનિવર્ય ભારદ્વાજ. પ્રાતઃકાળે અગ્નિનારાયણને આહુતિ આપી, નિર્વિકલ્પ સમાધીમાં બેઠા હતા તે સમયે તેમને રામ, લક્ષ્મણ, અને સીતા થાકયાં પાકયાં વન ઉચિત જટા વલકલઆદી ધારણ કરી એક શીલા ઉપર બેઠેલા જણાયા અને તે દશરથ મહારથીના પુત્ર છે અને જનક તનયા તેમની સાથે છે. એવું સંસ્પુરણ થવાથી પોતાના શિષ્યને આશ્રમમાં તેઓને લાવવા માટે અને આતિથ્ય સ્વીકારવા માટે મોકલ્યો. તેઓ ભારદ્વાજ મુનિના આશ્રમે જઈ પહોંચ્યા. તેમની પાસેથી સારી શીખામણો અને વનમાં કેમ રહેવું તે બદલ સૂચના કરી આર્શિવાદ દીધા અને ફળપુલ વીગેરેથી અતિથીનો સત્કાર કર્યો. મુની ભારદ્વાજે રામચંદ્રજીને એક મંત્ર આપ્યો તે વેદમંત્રનો ભાવાર્થ એવો છે કે હું વ્યષ્ટિરૂપ અહંભાવ ત્યજી હે પ્રજાપતે અગ્નિ? અને વ્રત નિભાવનાર

પતિ, અમારા સર્વ સંકલ્પો નિભાવનાર અને ફળીભુત કરનાર તમે છો. માટે હે વિશ્વ ચૈતન્યરૂપ તમારાથી વધીને બીજો કોઈ અમારી કામના પૂર્ણ કરનાર નથી. માટે તે સર્વ કામનાઓ તમારામાં અમે હોમી દઈએ છીએ. જેથી તે સંકલ્પો ફળરહિત વ્રથા ન થતાં સંપૂર્ણ ફળને આપો. એમ કહી તેમને વિદાયગીરી આપી. સંધ્યા સમયે જ્યારે આહુતિ આપી નિર્વિકલ્પ સમાધીમાં પુનઃ બેઠા ત્યારે તેમને સ્પુરણ થયું કે ભરત પુરજનો અને સૈન્ય સહિત શ્રી રામચંદ્રજીની ખોળમાં ભૂખ્યો તરસ્યો ભમે છે. તેને માર્ગ જડતો નથી. તે ઉપરથી સર્વના અંતરમાં પ્રવેશનાર અને સર્વ વસ્તુ જાણનાર અને સર્વસિદ્ધિ આપનાર ભારદ્વાજ મુનિએ પોતાના શિષ્યને ભરત તરફ મોકલી પોતાના આશ્રમે આવી આતિથ્ય સ્વીકારવા કહેવડાવ્યું. તે ઉપરથી ભરત એકલોજ એ શિષ્ય સાથે મુનીઆશ્રમે ગયો. તેને એકલો આવેલો જોઇ મુનિજને કહ્યું કે સૈન્ય અને પુરજનો સાથે કેમ ન આવ્યા. ભરતે કહ્યું કે આપના આશ્રમને બગાડે અને હેરાનગતિ કરે એટલા માટે હું એકલો આવ્યો છું. મુનિવર્યે જણાવ્યું કે મને કાંઈ અડચણ થાય તેમ નથી માટે હાથી ઘોડા સૈન્ય અને પુરજનો જે ભુખ્યા તરસ્યા છે તેમને બોલાવી લાવો અને મારૂં આતિથ્ય સ્વીકારો. એમ કહી યજ્ઞશાળામાં જઇ ચિદાગ્નિમાં આહુતિ આપી એટલે તરતજ અષ્ટમહાસિદ્ધિ અને નવનિધિ (ખજાનો) સાથે દેવી અન્નપૂર્ણા અને વિશ્વકર્મા ઈત્યાદિ સર્વ જ્યોર્તિમય દિવ્યશકિતઓ હાથ જોડી ઉભાં રહ્યાં અને મુનિશ્વરની આજ્ઞાની પ્રતિક્ષા કરવા લાગ્યાં.

તે સમયે મુનિવર્યે જે જે કામનાઓ કરી તે તે તતત્ક્ષણે પ્રાપ્ત થઇ. પુરજનો, સૈન્ય અને ભરતનું આતિથ્ય સર્વોત્તમ રીતે થયું. અને એક શિષ્યને ભગવન્ રામચંદ્રજીનો આશ્રમ દર્શાવવા સાથે મોકલ્યો. ભરત તે શિષ્યની સાથે નીચે મુજબ ગાતા ગાતા ત્યાંથી પ્રયાણ કરે છે.

પદ (મંછા માલણીજીરે એ લય.)

સાચા યોગીઓ–યોગ બલથી ધારે તે તો કરી શકે,
કલ્પનાથી યોગીઓની સૃષ્ટિ નવીન રચાય.

મહત્‌માં પણ મહત્‌ કાર્યો જે ન અન્યથી થાયજી,
યોગીઓનું સહજ ઈક્ષણુ થાતાં સહજ સધાય. સાચા.

પ્રભુહૃદયથી નિજહૃદય–યોગીનું થાતું વ્યાસજી,
સર્વ સિદ્ધિ નવ નિદ્ધિ યોગી ચરણુ રોળાય, સાચા.

એકત્વથી એ સર્વ કરતો તેને ન કાંઇ અશકયજી. *
સાચી સાધી અભિમુખતા, કરતો પ્રભુથી સખ્ય. સાચા.

વલણુ

તપનિધાન સુખનિદાન ધ્યાન, ગાન, સ્વરૂપ સ્થિતિ આપતો.
યોગી સઉમાં વ્યાપતો.

આશ્ચય કયાંય, નથી તેમાંય, છો ને જનચકિત થાય, સૃષ્ટિ
નિયમો પલટી જાય. શાંતિ જાપ જાપતો.
યોગી સઉમાં વ્યાપતો.

(જાય છે.)



---

* આજકાલની નીશાળની કેળવણી ઇશ્વરને દૂર મૂકી તેની સહાય વિનાની અપાતી કેળવણી છે. તે પણુ યોગજ છે. કે જેથી એડીસન જેવા, નેપોલીયન જેવા, ગ્લેડસ્ટન જેવા, લોર્ડ કીચનેર જેવા, વીરનરો નીપજે છે તે યોગીઓજ છે. અને તેમની શિક્ષિઓ સાર્વજનીક સુખકારક નિવડે છે.

# શ્રીરામચરિત્ર નાટ્યલહરી.

## અંક ૨ જો. પ્રવેશ ૩.

**ભરત**–પોતાના વડીલ ભ્રાતને વિનવી વિનવી થાકયા તો પણ પિતુવચનથી તશુ પણ ન ચળતાં હું વનમાં વિચરીશ. હે ભરત ? હે પ્રિય ભ્રાત ? આ મારી પાદુકા રાજ્યાસન ઉપર બેસાડી અવધપુરીના જનોને સુખ આપો. સંતોષ આપો. એ રાજ્ય કરશે. એમ રામચંદ્રજીએ કહેવાથી ભરતજીએ માથે પાદુકા લઇ મોટી સવારીના ઠાઠ માઠથી એ પાદુકાને ગુરૂ સાનિધ્ય અવધપુરીની રાજ્યાગાદી ઉપર બેસાડી અને ગંધાક્ષત પુષ્પથી પૂજન કર્યું સર્વ સગા સંબંધી તથા અષ્ટ પ્રધાનો નીચે પ્રમાણે ગાય છે અને પાદુકાને નમન કરે છે.

પદ (નાથ તમ જાનત હો સબ ઘટકી એલય)

તરે પથરા પણ રામને નામે.
સુકા કાષ્ટના કટકા તથાપિ શ્રી રામચરણ રજ પામે
અવધપુરીનું રાજ્ય એ કરશે હર્ષે પ્રજા દુઃખ વામે–તરે.
આશ્ચર્ય શું કહી એમાં જણાયે કમળમાં ભ્રમરો યામે
ભીડયો તથાપી સત સંગતથી શિવ શીર ચઢી મુકિત પામે–તરે.
તોલ્યો ગોવર્ધન ટચલી આંગળીએ નાસ્તિક તે નવ માને
ગપ કહી કહી થેકડી કરતા, પ્રભુનો પ્રભાવ નજાણે–તરે.
અંતરિક્ષે લટકાવી શશી રવી નભમંડલ ઊંચકી જાણે
ધારણાકર્ષણ અણુ અણુમાં ભરી ખચક્ર આખું તાણે–તરે.
અલ્પ ઇંદિરા અષ્ટ પ્રધાનો પ્રેરક પાદુકા જાણે
વારંવાર અમન ઉન્મનિમાં સત્યસ્વરૂપે વિરામે–તરે.
જાપાન લંડન ગુર્જરરાષ્ટના જલપ્રલય ભુકંપ પ્રમાણે
અનેક સૃષ્ટિ કાર્ય ચકિત કરી પ્રભુની કૃતિ પ્રમાણે*–તરે.

---

* પ્રભુ છે એનું પ્રમાણ એ તેની કૃતિ છે.

અંક ૨ જો. પ્રવેશ ૪.

## રામસીતા વનવાસ

ચમન કલ્યાણુ દાદરો.

લલિત શો સુરમ્ય કુટીર કુંજ વિહાર.
વન વિકરાળ-ભય રહિત, શાંતિનો પ્રચાર.
નંદનવન અવની ઉપર આવ્યું સજાવી શણુગાર
વિવિધ પુષ્પ વિંટી વૃક્ષ રમ્ય રસિક સહકાર-લલિત.
ત્રિવિધિ મંદ શું લહેર લપટ આ મલયજ ગંધ સુવાસિતવાર
કોણુ હશે મુનિવર સિધ્ધ કે સતિનો શુભ્ર આ આગાર-લલિત.
કીર કીરાંગના મયુર કોકીલ ભૃંગ તણો ગુંજાર
કુસુમ ગુચ્છ કરી નૃત્ય લટકતાં મંદ સુગંધિ વાયુ પ્રસાર-લલિત.
મંદાકિની મૂળ ગીરીના શૃંગથી ધસતો ધોધ મહાવાર
કુંજન બધું હરીયાળું કરીને ઉછળે ભેદી બહુ ધાર-લલિત.
સર્વ દિશાએ સહસ્ર મુખી ફૂળદ્રુપ દેશ વિસ્તાર
પૂર્ણેન્દુ મધ્ય રાત્રિએ ચંદ્રિકા નાચતી ઝળ ઝળાકાર-લલિત.
મોટી શીલાપર પરણુશૈયા કરી ગંધર્વ ગયા છે વિહાર
તુટી છુટી પુષ્પ પડીયાં અંહિ તંહિ જાણે નાગણુ કેશપાશ-લલિત.
સુરત સંગ્રામે અનંગ અંગ વીણુ ભભુકી રમ્યો રસે શૃંગાર
નંદ ઇંન્દિરા આનંદ આત્મા, રામ જ્યોતિ લયાકાર-લલિત.

રામ—હે વિશાલાક્ષી ? તમે સાંભળ્યું કે ભરદ્વાજ મુનિએ ભરતના સૈન્ય સહિત તેનું અલૌકિક સ્વાગત યોગાગ્નિના બલ પ્રભાવે કર્યું તે પ્રમાણે બીજા કયા યોગીન્દ્રના દર્શન કરવાની તમારી ઇચ્છા છે.

સીતા—પ્રાણેશ્વર ? મેં મહાસતિ અનસૂયા અને મનનશીલ મુનિવર્ય અત્રિરૂષીનું નામ સાંભળ્યુ છે. અને તેઓ આ ચિત્રકૂટની તળેટીમાંજ કોઇ ઠેકાણે આશ્રમ કરી રહ્યા છે. તો તેના દર્શન થાય તો બહુ સારૂં હું તો વનની કાંઇ બોમીયણુ નથી.

રામ—હું પણ તેઓનો આશ્રમ કયાં છે તે જાણતો નથી અને આ મહાન પર્વતની તળેટીમાં ભમતાં પાર આવે તેમ નથી પણ આપણે કોઈ શિષ્ય અથવા વનચર બ્રાહ્મણ મળે તો તેને પૂછી શોધી કાઢીએ.

એટલામાંજ એક વટેમાર્ગુ જણાયો તેને પૂછયું, પણ તેણે કંઈ જાણતો નથી એમ કહ્યું. આ વાતની ખબર મુનિશ્વર અત્રિ સમાધિમાં બેઠા હતાં ત્યાં થઈ અને તેમણે પોતાના શિષ્ય દ્વારા શ્રી રામચંદ્રજીને તેડી લાવવા આજ્ઞા કરી.

અત્રિ મુનિ તથા મહાસતિ અનસૂયાનું આતિથ્ય સ્વીકારી અદ્ભુત પ્રેમ જોઈ શ્રીરામચંદ્ર લક્ષ્મણ અને જનક તનયા તેમના ચરણમાં પડયાં તુરતજ અનસૂયાયે અતિ પ્રસન્ન થઈ હાથ પકડી તેમને ઉઠાડયાં અને ભેટી પડયાં અને કહ્યું કે હે જનકાત્મજા—હું તમારા સત્ય આચરણ અને ભોળા સ્વભાવ ઉપર અતિ પ્રસન્ન થઈ છું. હે સૌભાગ્ય સુંદરી તમારી ઈચ્છામાં આવે તે વર મારી પાસે માંગો.

જનક તનયા બોલ્યાં કે—સતિઓને અખંડ સૌભાગ્ય સીવાય બીજું કંઈજ માંગવાનું નથી. માટે મારા પતિનું ક્ષેમ કુશળ અને દીર્ઘાયુ થાય એવો આશિર્વાદ યાચું છું સીવાય મારે કાંઈ બીજું યાચવાનું નથી.

આ ઉપરથી અતિ પ્રસન્ન થઈ મહાસતી અનસૂયાજીએ આશિર્વાદ આપ્યો અને કહ્યું કે હે કુલ ઉધ્ધારિણી! તને ધન્ય છે.

એમ કહી દીવ્ય વસ્ત્ર દિવ્ય સુગંધી અને દિવ્ય પુષ્પના આભુષણ આપ્યાં. દીવ્ય શબ્દનો અર્થ એ છે કે તે વસ્ત્રો કદી મલિન અને અપવિત્ર થતાં નથી. પુષ્પો કરમાતાં નથી અને સુગંધિ કદાપી ઉડી જતી નથી અને દુષ્ટ પ્રાણી અને પાપનો તેને સ્પર્શ થતો નથી. એવા ગુણવાળા પદાર્થો દિવ્ય શબ્દથી આલેખાય છે.

ત્યારપછી મહાસતિ અન્નપૂર્ણાએ કરેલી રસોઇના પકવાનો અને વિવિધ મિષ્ટ અને સ્વાદીષ્ઠ ફળો તથા રસોઇ સોનાની થાળીમાં સુવર્ણના બાજટ ઉપર રાજાને રાજ્યવૈભવ હોય તેવું ભોજન આ દંપતીને આપ્યું. ત્યાર બાદ સતિ અનસૂયાએ નીચે પ્રમાણે સ્ત્રીધર્મ સમજાવ્યો.

## શાર્દૂલ વિક્રિડીત વૃત.

શાંતિ, તૃપ્તિ પવિત્રતા, શુશીલતા વાણી પ્રીતિ કારિણી.
નીતિ ધૈર્ય, વિવેકને પતિ પ્રતિ, વૃત્તિ અનુસારિણી,
નીત્યે ચિત્ત પ્રસન્નતા વિનયતા સેવા વડીલો તણી.
લજ્જા કોમલતા તથા કુશલતા વાત્સલ્ય નાના ભણી,
વિદ્યાને સુકલા સુસંગીત તથા શકિત વ્યવસ્થા તણી.
વૃત્તિ હોવી પરોપકારિણી સુસિદ્ધિ બાલ સંવર્ધની,
સાચો પ્રેમ ઉદારતા ઉપરતિ સદ્ધર્મ કાર્યે રતી.
આ સ્ત્રીના વ્યવહાર ધર્મ ગણવા વિશ્વે સદા હે સતિ,
સેવંતાં વ્યવહાર છતાં વૃત્તિ અળગી રાખે ક્રિયા માત્રથી
આત્માનાત્મ વિવેક સાધી રહેવું ચિદ્દજ્ઞાન સત્પાત્રથી,
ભાળે તત્વ વિરાજી દ્રષ્ય પદમાં આ દ્રષ્ય માત્રે સદા.
વૃત્તિવાળી સ્વરૂપ લક્ષણુ વિષે ત્રોડે જીવત્વાપદા.
ચાહે તેમ ભલે વ્યતિકર બને, ના હર્ષ શોકે વહે,
જાણી સર્વ વિવર્ત માર્ગ ઉરથી સત્ય સ્વરૂપે રહે.
નિત્યે ચિન્મય ભાવના બની રહે પ્રાણી પદાર્થો પ્રતિ,
આ સ્ત્રીના પરમાર્થ ધર્મ ગણવા વિશ્વે સદા હે સતિ,

(શ્રીમતિ જયંતી દેવી.)

ત્યારબાદ મનનશીલ અત્રિમુનિવર્યે શ્રી રામચંદ્રજી તથા લક્ષ્મણજીને પુછ્યું કે હવે તમારી શી ઇચ્છા છે તે કહો. ત્યારે શ્રી રામચંદ્રજીએ કહ્યું કે હે મુનિશ્વર? આપને તાબે સર્વ મંત્રસિદ્ધિઓ છે. આપ સાક્ષાત યોગેશ્વર છો. તો અમને કાંઇક યોગનો પ્રભાવ દર્શાવશો તો મોટી કૃપા થશે.

આજ રામ વનકુ સીધાવે એ રાહ

યોગનું ઐશ્વર્ય જતાવો મુનિવર્ય ભગવાન અત્રિશ્રી સદોદિત સુખચાખો
અમૃત અર્ણવમાંય તરીને, સૃષ્ટિનીજ સંકલ્પમાંય છો રાખો.

એમ પૂછતાં મુનિવર્ય કહે, શું દર્શન ઇચ્છા કહો,
સીતા કહે કૈલાસ પતીની, રામ કહે પીતુ દાખો;
પરમાણુથી મહતત્વ સુધી વશીકાર સહુ થાએ,
સંકલ્પ સીદ્ધ સ્થુલ, સાધન વિના થાય ઈચ્છીત ફળને ચાખો.
કરો નેત્ર દૃઢ બાહ્ય દ્રષ્ટિને અંતરમાં સ્થિર થાઓ.
એમ કહી નિજ કરૂણા અક્ષી રામાદિકને છાયો. યોગનું૦
દીવ્ય દીઠું વિમાન તેહમાં બેઠા રામ વૈદેહી,
હીંડોળાને ખાટ પલંગો ખાનપાનઆદી મીષ્ટ મેવો,
છત્ર ચમર લઈ દાસ દાસીઓ-વીંજણે વાયુ ઢાળે,
પુષ્પતણી વૃષ્ટિ છે થાયે-હર્ષ રામ સીતાને નમાયે,
મોતીની ઝુલ ટાંગી સ્થળ સ્થળ હીરારત્ન શણગારો,
પટ્ટરાણી શ્રી વૈદેહીને રાજમુગટ પહેરાવ્યો,
રૂદ્રાક્ષ ભસ્મ વલકલ કયાં છુપ્યાં પીતામ્બરને ધરીયાં
અચલ દીર્ઘબળે પુત્ર ધનુર્ધર લવકુશ દાખી દે લ્હાવો. યોગનું૦
ધુમ માર્ગ છોડી ચાલ્યું તે વિમાન ચંદ્રના લોકે,
સાત પેઢીના પીતૃ ભેટતાં દશરથને દરશાવ્યો. યોગનું૦
ત્યાંથી ઉડો કૈલાસ પતિ જ્યાં ઉમા સહીત છે નાચે,
તાંડવ કરતા શીવ આનંદે ગણુસહિત સામ ગાયો. યોગનું૦
વ્યુત્થાન થાતાં જાગ્યાં બેઉ જણુ સદાશિવને ખોળે,
હતાં ત્યાંના ત્યાં ફરીથી સુખ આનંદ ન માયો. યોગનું૦
નંદ ઈંદિરા અપાર લીલા ઇષ્ટ કૃપાએ લાવ્યો,
અથાગ બળ ઐશ્વર્ય યોગનું દૃઢ ભક્તિભાવે ઉર આવ્યો. યોગનું૦

અત્રીઃ—હે ક્ષાત્ર બાલકો ? આ પર્ણકૂટીની બહાર નજર કરો. (રામ તથા સીતા નજર કરે છે) તો મ્હોટી મ્હોટી દૂધ આપે એવી પયસ્વિની ધનદધેનુઓ હારની હાર ગોઠામાં બાંધેલી જણાય છે. આ દરેક ગાય ઉપર મ્હોટો સર્પ વીંટળાઈને ફરે છે. ગાયનું એક આંચણુ શ્રી રામચંદ્રજી દોહ્ય છે. બીજે આંચણે વાઘનું બચ્ચું દૂધ પીએ છે. ત્રીજે આંચળે ગાયનું વાછરડું દૂધ પીએ છે. અને ચોથે આંચળે લવ અને કુશ ધાવે છે× સીતાજી ગાયને ટોપલામાં ગોત ખવાડે છે. એવું આશ્ચર્ય રૂપી નીવૈર–નિર્ભય અને આનંદદાયક સ્થળ અનેક ગાય. અનેક રામ. અનેક સીતા અને અનેક લક્ષ્મણ. અનેક અત્રી અને અનેક આત્રેયી એટલે સતિ અનસૂયા તથા અનેક પર્ણકૂટીઓ વીગેરે જોવામાં આવ્યું. ત્યારપછી ઉંચે નજર કરતાં અનેક સૂર્ય તેની પછાડી ગ્રહ ઉપ-ગ્રહ, તારા, સ્વર્ગ લોક, પિતૃલોક અને તેમાં વિરાજતા પોતાના પિતા દશરથ આદી પણ તથા ગંધર્વલોક, અપસરા લોક આદિ અનંત સૃષ્ટિ બતાવી તેમાં અનેક સદાશિવ અનેક વિષ્ણુ ઇત્યાદિ નવીન સૃષ્ટિ રચવાનું સામર્થ્ય યોગીન્દ્ર અત્રિએ બતાવ્યું.

રામચંદ્રજી જોતાં મનમાં વિચારવા લાગ્યા કે આ અનેક રામોમાં, અનેક લક્ષ્મણમાં અનેક સીતામાં ખરા કયાં અને કાલ્પનિક કયા. અનેક અત્રિમાં ખરા કયા. હવે કોને પૂછી ખુલાસો મેળવવો. ખરેખર યોગીઓનું સામર્થ્ય તો યોગીઓજ જાણે છે. અંતઃકરણથી તે ગભરાય છે. (ગભરાયા હોય તેવી લીલા માત્રજ કરે છે. નહિ તો રામચંદ્રજી પોતે પણ યોગ મૂર્તિ હતા.) અને સ્વગત બોલે છે કે હે મુનિશ્વર હું છેક ગભરાઈ ગયો છું. કાંઇ

---

×યોગીઓ ભવિષ્ય શ્રી રામચંદ્રજીને બતાવે છે. અને બે છોકરાઓ જોઇને સીતાજી પણ ચકિત થાય છે કે આ મારા પુત્ર? હોય એવો મને ભાસ થાય છે. તે સાચું કે ખોટું. યોગીશ્વરો ભૂત ભાવિ અને વર્તમાન જાણે છે. અને કાલાતિત પણ છે. તો આ કંઇ યોગનો તો પ્રભાવ નહિ હોય એમ વિચાર કરે છે.

સમજી શકતો નથી. કોનું સ્તવન કરૂં ? કોને નમું ? તે કાંઈજ સમજ પડતી નથી. હું આજે મારામાંજ ખોવાઇ ગયો છું. માટે હે યોગીશ્વર ! હવે મને જેવો હતો તેવો કરો. હું આપને શરણે છું અને વારંવાર નમન કરૂં છું. એટલું કહેતા વારને તુરતજ યોગી રાજે યોગલીલા બંધ કરતાં રામ સ્થીર અને હતા તેવા થયા. અને યોગમાયા સંકેલાઇ ગઈ.

પછી રામ પૂછે છે કે હે મુનિશ્વર આ જે જોયું તે ખરૂં કે ઝંખના. એ શું થયું અને કયાં ગયું અને વળી આ જે છે તે પણ શું. કૃપા કરી સમજાવશો. હે તપોધન ! આપને તે હું કયા નામે બોલાવું. મારાથી જે કાંઇ અજ્ઞાનપણાથી વિવેક રહિત વાક્ય નીકળ્યું હોય તેની ક્ષમા કરજો. આપ ક્ષમાશીલને તો ક્ષમાશીલ થવું એ બરફને કહેવું કે તું ટાઢું થઈજા તેના સરખું છે.

મુનિવર્ય અત્રિ તેના ઉત્તરમાં સસ્મિત વદને જાણે અમૃત ઝરતું હોય તેવાં મીઠા વચનથી બોલ્યા કે હે રઘુનંદન–હે વૈદિહી ગભરાઓમાં ? ચકીત થાઓમાં ? તમે જે જોયું તે મેં મારા સંકલ્પથીજ સરજેલું હતું.

હે રઘુકુલદીપક ! આપ સર્વ શાસ્ત્રના ઈશાન છો. તેને એક મારા સરખો પામરજીવ શું જ્ઞાન આપવાનો છે. વિશેષ જ્ઞાન જેમાં છે એવા બોધરૂપને બોધદેવો યોગ્ય નથી. પણ આપ જ્યારે અવતાર ધારણ કરી માહરે આશ્રમે બાલચેષ્ટા વંદનાદિક કરો છો, જ્યારે હું પણ વૃદ્ધ તરીકે બોધચેષ્ટા જનહીતાર્થે કરૂં છું. બાકી સ્વરૂપતઃ આપણે બેઉ એક બોધરૂપજ પ્રજ્ઞાનાનંદઘન છૈએ. તે તમે પણ જાણો છો અને હું પણ જાણું છું. માટે જેમ આર્યાશ્રી અનુસૂયાએ શ્રી વૈદેહીને પતિવ્રત કહી સંભળાવ્યું તેમ હું આપને પત્નીવ્રત કહું છું તે એકાગ્રચીતે શ્રવણ કરો.

---

## કાફીની–દેશી.

### (નળદમયંતી–આખ્યાન)

પાપી પ્રાણુરે એ રાહ.

વળતી બોલ્યા અત્રીમુની એમ, સુણો રઘુનંદનરે;
તમે સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ, ઘટે અભીનંદનરે. ૧
જેના ગુણ કર્મ સ્વભાવ શ્રેષ્ઠ કવીવર કલ્પી કહે;
જેના સદ્ગુણ મૂર્તીનું ધ્યાન, યોગીશ્વરો ધારી રહે. ૨
જેની કીર્તી પરાક્રમ પ્રેમ, ગંધર્વાદી ગાયછેરે;
જેના સ્થાપીત માર્ગમાં સર્વ, ચાલી સુખી થાય છેરે. ૩
એકવચન પત્ની એક બાણ, દીપક રવીકુળનારે;
ગઉબ્રાહ્મણના પ્રતિપાળ, દુષ્ટને દંડતારે. ૪
લોકશીક્ષણ દેવા કાજ, ધર્યો અવતાર છેરે;
ભજવે નાટક આત્મ ઉદાર, જનહીત કાજ ખરે. ૫
જેના ચરીત્ર અતી છે ઉદાર, મોટા કરે કર્મ તેરે;
એક લોક શીક્ષણને કાજ, રક્ષણ દીન હીન તેરે. ૬
રંક ભકતતણા પ્રતિપાલ, સદા સદ્બોધ રૂપે;
કરો અંતરમાંય અવાસ, સાક્ષી સર્વ કર્મનારે. ૭
છોજી આદીથી જ્ઞાનસ્વરૂપ, વાણી મનથી જે દુરે;
તેને શું શીખ આપવીછેજ, તો એ વ્યવહાર છે એ. ૮
ધારી આપને કહું છઉં ધર્મ, પુરૂષના પત્નીભણી;
જન લોકના હીતને કાજ, લક્ષ્મી ઘરની ગૃહિણી. ૯
રવિ તેજના પૂંજને જેમ, પૂજે દીપ પ્રગટ કરી;
તેમ આપની આગળ ધર્મ, રહયો છે મ્હેં એ ઉચરી. ૧૦
અન્ન પૂર્ણા ને નૈવેદ્ય, સાકરની ગાંગડીનું;
તેવું વેદ સ્વયં જ્યોતિપાસ, કથન બુદ્ધી ચાંકડીનું. ૧૧

ક્ષમા ધર્મ એ છે પુરૂષાર્થ, પ્રોયા પરણેલી પ્રતી;
કદી મૂકીએ લેશ ન વ્હાલ, અમી દૃષ્ટે જોવી સતી. ૧૨
સ્હેજ સ્હેજમાં કાઢીને વાંક, કાઢી મન ડોલવું ના;
હોય એમ કહી પ્રેમ ભાવ, રાખી સાચવો અંગના. ૧૩
રામા રત્નની મ્હોટી છે ખાણ, નિપજે તમ સરખા ગુણી;
એતો જગતમાં એકજ અંબ, સર્વોત્તમ દેવી ગણી. ૧૪
એની માયા વીના નહીં બાળ, કદી કોઇથી ઉછરે;
એતો જાયા જનૂની ઉચ્ચ, સર્વમાં શ્રેષ્ટ ગણી. ૧૫
અતી તપ કરે તોય ન સૂખ, પામે જન સ્વર્ગ તણું;
નારી સ્વર્ગ લાવે ઘરમાય, દેતી સૂખ અનુપ ઘણું. ૧૬
જો એ પરમેશ્વરીને પુજાય, કીર્તી સુખ લક્ષ્મી વસે.
જ્યાંહાં પત્ની ઉપર અભાવ, ત્યાંહાં કૂતરાંઓ ભસે. ૧૭
પરણ્યા પ્રથમ કરી સત્ય ભાવ, વચન કોલ આપીયારે;
દ્વીજ અગ્નીને વેદના મંત્ર, સમીપ સત્ય સ્થાપીયારે. ૧૮
તેને ઉથાપી થાય પીશાચ, પતી પણું ચુકીનેરે;
જાણે કોઈ નથી પૂછનાર, પત્ની વૃત મુકતાંરે. ૧૯
વખાણે જોઇ પારકી નાર, નીંદાનીજ નાર તણી;
કરે વ્યભીચારી દૂષ્ટ જે કંથ, જવાનીચો નર્ક ભણી. ૨૦
સદ્‌ભાવ ચુકીને પ્રપંચ, માંડે છળ દુષ્ટ થઈ;
તેને સુખ આનંદ સંતાન, થશે કોઈ કાળ નહી. ૨૧
જા, જા, કહી તરછોડી દેતાંય, ફરી જતાં વાર નહી;
કરે કોલ કરેલો ભંગ, જુઠું કરતાં લાજ નહીં. ૨૨
દેવી એવાને શીક્ષા સદાય, નમાવવો તર્ત તહીં;
નારી રંકના ઉપર હાથ, ઉગામે તે કાપો સહી. ૨૩
ડાળ બેઠા તેને છેદનાર, અંચલ કામ ધેન તણાં;
કસાઇ સમ છે કાપનાર, પાપી નર્ક ગામિ ગણાં ૨૪

જે ન રાખે પ્રીયાપર ભાવ, તેના મનમાં પ્રજળે;
મોટો અગ્ની બાળે તન મન, કુળથીય કર અનળે. ૨૫

છોડયાં માતને તાતને સ્વધામ, જેણે તમકાજ ભલાં;
રખડે ઇંદીરા કઠીણુ વન વન, તેને ઘટે માન ઘણાં. ૨૬

એક પત્ની વ્રત રેહ જેહ, સદા સત્ય વચન થકી;
તેજ વીર પુરષ તરી જાય, કઠીણુ ભવ સ્હેજ નકી. ૨૭

કરે કામીની શૂં કલ્લોલ, તેની દેવ સ્પર્ધા કરે;
મૃત્યુ લોકમાં સાધવી સૂખ, આપી સ્વર્ગ જેવું ઠરે. ૨૮

તારે એકસો ને ઇકોતેર, પેકી કૂળ બેય તણી;
એવી સાધવી સેતુ સમાન, નૌકા ભવની ગૃહિણી. ૨૯

તેથી તનમન પ્રાણથી પૂર, સદા રાખી પ્રસન રહો;
થાશે ઉત્તમ કૂળબે સંતાન, અચળ કીર્તી યશને લહો. ૩૦

માટે ઈંદિરાની રક્ષાય, કરો, સદ્ ભાવ થકી;
ભમશે સ્વર્ગ તમારી પૂંઠ, હશો ત્યાં આ વૃત થકી. ૩૧



# શ્રીરામચરિત્ર નાટ્ય લહરી.

અંક ૨. પંચવટીમાં કાંચનમૃગ પ્રવેશ ૫.

( જાઓ જાઓ ન સતાવો સાવરીયા એ લય. )

સીતા— કેવો સુંદર કાંચન મૃગ અતી
લાવો લાવો ધનુર્ધર પ્રાણપતિ
આવો આવો જુઓ શું રૂપ
થશે કંચુકી એની અનુપ
વનની એ છે નવાઈ ભુપ
પ્હેરૂં પછી જુઓ મુજ રૂપ પ્રતિ; કેવો.

રામ— વ્હાલી ? દૈત્યની આ વન માંહ્ય ગતી
છે કારમો આ મૃગ માયાવતી
અવર કંચુકી દેશ હજાર
પણ છોડો એનો પ્યાર
વૈદેહી ન પીયો વિષ વાર
જાણો નાહિં ભોળી કૈં કપટ પ્રતિ; કેવો.

સીતા— પુલકીશ પ્હેરી હું મારી સખીઓ પ્રતિ
ઈર્ષા ભરી જોશે મ્હને મલપતિ
પહેરી કંચુકી એ સખી માંહ્ય
અભીમાને હરખ ઉભરાય
પતિ પ્રાક્રમે મ્હોટી મનાય
પત્ની અનુકૂળ નાથની માનવતિ કેવો.

રામ— મ્હોઈ પ્રેયસમાં શ્રેય ખોઈ કરી
ભૂલ્યા શ્રુતિ વિચાર આ ભ્રમભરી
હું તો આપને અનુકૂળ નીત
થાઓ પ્રતિકૂલ તે વીપરીત
મૂકો ગુણ સ્વભાવ હે સીત ?
હઠો હઠીલી મૂકો હઠ ક્ષુદ્ર નરી કેવો.

સીતા— રીસ કરી ભામીની પ્રેમ વતી,
શું અજીંકય છે રામબાણુ પ્રતિ;
શીવ ચાપ ભંજન કરનાર,
તેને અશકયશું આવાર,
ઉડાવી ન કરો લાચાર,
પૂરે સાધર કોણુ વીણુ આપ પતી; કેવો૦

રામ— વ્હાલી કો હી કહી છે ના ન તને,
ફરમાયે છે શું હઠ ધારી મને,
છોડ છોડ એ મમતની વાત,
છો વૈદેહી તમે વિખ્યાત,
કોઇ ભાવિ ભમાવે જાત,
કરો હઠ ન છોડો એ મમત અતી. કેવો૦

સીતા— જેને રામ સમો છે વીર પતિ,
વળી દીધો શીવે જે મુજ પ્રતિ.
મૂને આપથી અદકી ન્હાય,
પ્રેમ દાન દેતાં શું મુંઝાય,
વળી આમ ઉડાવી વ્હાય,
વાર કરો ન સુંદર શામ રતિ. કેવો૦

રામ— ભૂત ભરાઇ કો ભમાવે તને,
આવી હઠ લીધી ના કો હી મને.
મ્હારી લાડકડી સુકુમાર,
પ્રેમ પિયુષે ઉછરનાર,
મુજ વચન શીરે ધરનાર,
નીત્ય વંધ કરો છો વચનને. કેવો૦

સીતા— શું મારૂં કહ્યું ના કરશો રતી,
શું પ્રેમ નીખીને ઘટતી રીતી;

ચાંપી ચરણુ ઉતારીશ થાક,
જાણું ખિલતી કળીસમ આપ,
તેને આપું છું શ્રમ અગાધ,
હઇશ ગાઈ ચુંબન ગાઢ ભુજ ભરી. કેવો૦

રામ— કર દેઈ કપાળે ચાપ ધરી,
ચાલ્યા ભાગ્યને વંદી ખીજી હરી;
એક પ્રેમ નેમ ધરી ઉર,
બાણે માર્યો તે કપટી ક્રૂર,
મરતાં બોલ્યો કરી રામસૂર,
ધાઓ ધાઓ લક્ષ્મણુ કરો સાહ્ય અતી કેવો૦

સીતા— ધાઓ ધાઓ શુણી શું વાર કરો,
છે એકલા રણુમાં સાહ્ય કરો.

સાખી

પ્રાણુ સંકટે પિયુ પડયા, કરે આમ પોકાર,
કાયર થૈ શીદ અહિં રહ્યા શું છે મન વિચાર.

લક્ષ્મણુ– અજીંકય એ શ્રીરામ છે, બાણુ નથી ફરનાર,
કપટ હશે કૈં દૈત્યનું, ધીર ધરો નિરધાર. ધાઓ.

સીતા— ઘર લાગ્યા પછી કૂપશું, કરવો ખનન વિચાર,
રામ રમ્યા પછી ઔષધી, આપી શા ઉપચાર.

લ૦— વૈદેહી ભોળી ભમો, કપટ ન સમજો લેશ,
ભૂલો છો સી ભાવથી, પ્રેમ કરાવે કલેશ.

સીતા— કપટી હોય તે કપટને, દેખે ઠેરેઠેર,
ભાતૃભાવ ભૂલી ચુકયા, કપટે વ્યાપ્યું ઝેર.

લ૦— પ્રેમભાવમાં ભૂલીને કરાવશો કંઇ કેર,
જો હું કપટી હોત તો કયમ છોડત મુજ ઘેર.

કવિ કહે છે. સાખી

પ્રેમ તાજુડી નમી સીતા બુદ્ધિ છેકજ ખોઇ,
ક્રોધ મન લક્ષ્મણ ભર્યો નીચો ગયો મન મ્હોઇ.

ડોલે ડોલે અહીં તહીં નાહીં ઠરે,
દાંડી સ્હાયને પલ્લાં ગતી ભરે.

સીતા— શું પ્રેમ પીછાને જોગી જતી,
શસ્ત્ર ધારક શ્રી રામ નામ રતી.

કરો કરો જ્યેષ્ઠને સ્હાય
મારૂં મન બહુ ગભરાય
હાય રામને સંકટ થાય

જાઓ જાઓ સુભટ શુર વહાલા પ્રતિ;

કરો આજ્ઞા ઉલ્લંઘન
મ્હારૂં બહુ ગભરાએ મન્ન
નથી સ્હાય એકલા વન્ન

પુકારે છે ન્હારે ધાઓ પ્રાણપતિ;

મને પરણવી એ શું પાપ
વહાવી ન ધાઓ કેમ આપ
દેશ બાકળી થઇને શાપ

ધાઓ ધાઓ ધનુર્ધર ધીર પ્રતિ;

લક્ષ્મણ કહે છે કે, હે માતુશ્રી ? તમારા કરતાં શું રામ મને ઓછા વહાલા છે ? સ્ત્રીની બુદ્ધિ પાનીએ કાંઇ વીપરીત થવાનું છે માટે માતુશ્રી આમ આજ્ઞા કરો છો. મ્હારા પર બાજ મુકી સુખી નહિ થાઓ. આ ચાલ્યો. પણ આ મર્યાદાની બહાર પગ મુકશો નહિ.

### ૨૬. કલ્યાણની લાવણી.

અકળ કળાએ કર્મ ગતિની, ગતિ ન જાણી શકે કળ કોઈ જિણની;
શ્રીરામ જેવા ચતુર પ્રભુની, કંચનમૃગ જોઈ ભૂલ્યા સાની.
સુણ્યો ન દીઠો કાંચન મૃગ વેષે, અકળ ભાવની જાણે ન રેષે;
ભૂલાવ્યા ભાવિ ભ્રમ દૂર દેશે, ધાયા કાંચન મૃગ હણવા હુદેશે.
પ્રેમ પ્રબલ વશ જન જગ સર્વે, હું કરૂં હું કરૂં રાખતા ગર્વે;
ત્યાં હસી રહેતી ભાગ્યની દેવી, કોઇ ન જાણે મુજ કૃતિ કેવી.
હિરણ્યકશ્યપુએ જાણ્યું ન સ્થંભે, છૂપી રહ્યો સિંહને નર અર્ધ સ્વરૂપે;
નીપજશે જંઘા પર નિજ મૃત્યુ, નખથી ચીરાશે એમ જાણ્યું નહતું.
જે જે માગે તે ઈશ આપે, પણ વિધિ કાંઇ ત્રીજુ કહી સ્થાપે;
પ્રભુની ગતિ તે પ્રભુ એક જાણે, અવર ઇન્દિરા અન્ય ન જાણે.

---

# શ્રીરામ ચરિત્ર નાટય લહરી.

### અંક ૨ જો.  પ્રવેશ ૬.

રાવણ (યોગીવેષે) અહાલ્લેક! અહાલ્લેક! કરતો સીતાજીની પર્ણકૂટીની બહાર ઉભો રહે છે.

સીતા–પ્રાણપતિની હાજરી નથી. વીર લક્ષ્મણ પણ તેમની શોધમાં ગયા છે. અને આ યોગી ભીક્ષાની ટેલ નાંખી આંગણે ઉભા. ગ્રહસ્થ સ્ત્રીનો ધર્મ છે કે બારણે આવેલા અતિથીને બને તે આપવું. જો નથી આપતી તો મારો ધર્મ ચૂકું છું. એટલે એ તો મારે બજાવવોજ રહ્યો. ધર્મ માર્ગે વિચરતા બીક શાની છે?

દીયરજી લક્ષ્મણજીએ પર્ણકૂટી બહાર પગ ન મુકવાની આજ્ઞા ફરમાવી છે એટલે ઘરમાં રહ્યા રહ્યાંજ લાંબો હાથ કરીને લો મહારાજ આ ભીક્ષા એમ કહી આપવા માંડે છે.

રાવણ–શીવ! શીવ! શીવ! માઈ શું પવિત્ર યોગીઓનો પણ આપને વિશ્વાસ રહ્યો નથી. તમારા જેવાં ધર્મરક્ષક પવિત્ર બાઈ

જ્યારે આમ અમારો વિશ્વાસ ન રાખશો ત્યારે કોણ રાખશે ? ભીક્ષા આપવી હોય તો બહાર આવીને આપો. જરાએ ડર રાખશો નહિ.

સીતાએ આ વચન સાંભળી મર્યાદાની બહાર પગ મૂકતાં વાર તરતજ રાવણે સીતાજીના છાયા શરીરને ઉંચકી લીધું.×

×અને તેમનું ખરૂં શરીર અવતથ્ય અગ્નિના પ્રજ્જવલિત કુંડમાં ભરાઇ ગયું. જેવી રીતે કે કોઇ નાળીયરના છોલનાર નાળીયર ઉપરનું રેસાવાળું છાલું નાળીયર છોલવાના સળીયાની અણીવતી બહાર કાઢે છે અને અંદરનું નાળીયર એક બાજુએ અને છાલું બીજી બાજુએ ફેંકી દે છે તે પ્રમાણે સત્યવ્રતના પાળનહાર અગ્નિદેવે સીતાનું લીંગ શરીરરૂપી નાળીયર કાઢી લઇ પોતાની જવાળામાં રાખ્યું. અને રાવણ ઉપલું છોડું માત્ર–છાયા શરીરરૂપે લઇ ગયો. આ વાત અમારા કેટલાએક સુધારાવાળા હારડીયાઓ માનશે નહિ. એટલા માટે અમે આ વેદમંત્રનું પ્રમાણ આપીએ છીએ.

**अग्ने व्रत प्रते–०**

આ ઋગવેદનો મંત્ર છે. તેનો અર્થ એવો છે કે આ અસિધારા વ્રતને હું ધારણ કરૂં છું. (અસિધારાવ્રત એટલે તરવારની ધાર ઉપર ચાલવા સરખું વ્રત) આ વ્રત એટલે કે સાચું બોલવું, સાચું કરવું, સાચું માનવું ઇત્યાદિ સતિ સાધુ વીગેરે એ અગ્નિની સાનિધ્ય પ્રતિજ્ઞા કરવાની છે. તે વ્રતને નિભાવનાર હું કાંઇ લેશપણ શક્તિમાન નથી માટે હે વ્રતને નિભાવનાર અને પરિપૂર્ણ કરનારા હે અગ્નિદેવ તમેજ છો. આ વ્રત ધર્મરાજા એટલે યુધિષ્ઠરે ધારણ કર્યું હતું અને દુર્યોધને પૂછ્યું કે પાંચ પાંડવોને મારી નાંખવા કાંઇ ઇલાજ છે. તમે સાચું બોલનારા છો તે જે સત્ય હોય તે કહો. ધર્મરાજાએ કહ્યું કે, છે. દુર્યોધને પૂછ્યું કે તે શું ? અને અમને કહો તે ઉપરથી ધર્મરાજાએ દુર્યોધનને પાંચ બાણ શસ્ત્રાગારમાંથી બતાવ્યાં અને એક એક શસ્ત્ર એક એક એક પાંડવને મારશે એમ કહ્યું. આવી રીતે જેણે જેણે સત્યનું વ્રત લીધેલું છે, તેના ઉપર અનેક આત્મ સંકટો આવે છે તેથી તેનું નામ અસિ-ધારા વ્રત પડ્યું છે માટે વ્રત આચરનાર પોતાનો અહંભાવ મુકી અગ્નિને પોતાનું વ્રત પળાવનાર તમે છો એવી પ્રાર્થના કરે છે અને તે અગ્નિદેવજ નીભાવે છે. અને સચું બોલનારનું વ્રત પરિપૂર્ણ થઇ તેનું સંકટ દુર થાય છે. દુષ્ટ બુદ્ધિથી શત્રુએ કરેલો પ્રપંચ તેનેજ નડનારો થાય છે.

**अग्ने व्रतपते व्रतञ्चरिष्यामि तच्छकेयन्त न्मेरा[illegible]यताम् । इदमह मृनतात्सत्य मुपैमि ॥ (यजुर्वेद अ.–१ मंत्र–५.)**

સીતા—હા રામ. હા રામ, આ દુષ્ટ રાક્ષસ મારૂં હરણ કરીને લઇ જાય છે. હે પુરૂષ શાર્દુલ ? તમે કયાં છો ? દીયરજીને તો કટુ વચનથી દુભવી મેં દૂર કર્યા. હા તેના ફળને ચાખી રહી છું. આપની તેથી અપરાધિની છું. પણ હે ક્ષમાભૂષણ રઘુકુળનંદન આર્યપુત્ર રામ ! હું તો તમારીજ છાયા છું. તમારામાંજ શમાનારી છું. તે આજે પ્રપંચ અને ખળવેશ ધારી આ અધર્મી રાવણથી હરાય છે. વહેલા આવો. સ્વામિન ? ધાઓ ? ધાઓ ? હું મહાન વિપત્તિમાં છું. હે દશરથનંદન ? ધાઓ ધાઓ.

આ શબ્દ સાંભળતા વારનેજ જટાયુ નામનો દશરથનો મિત્ર. પોતાની વયોવૃદ્ધ અવસ્થા હોવા છતાં ત્યાં દોડી આવ્યો. અને યુધ્ધ કર્યું. તે શસ્ત્રવિહિન હતો છતાંય પોતાના બળના પ્રભાવે રાવણને એક વખત મૂર્ચ્છીત કર્યો. થોડો વખત રહી મૂર્છા વળતાં રાવણે ક્રોધે ભરાઇ તે શસ્ત્ર વગરના ઉપર પોતાની તરવારનો ઘા કર્યો અને પાંખો કાપી નાંખી. પાંખો કાપ્યા પછી ગતિભંગ થઇ છે જેની એવા જટાયુ પક્ષીએ ભૂમિતલનો વાસ કર્યો અને રાવણ પુનઃ ત્યાંથી સીતાજીને લઇ અંતરિક્ષમાં ચાલ્યો ગયો. જતાં જતાં સીતાજીએ પોતાના અંગનું એક વધારાનું વસ્ત્ર એંધાણી માટે નાંખી દીધું જટાયુ તો જ્યારે ત્યારે ભગવાન રામચંદ્રજી અહીંઆ સીતાજીની શોધમાં આવશેજ. એ આશામાં પોતાના જીવનને ધારણ કરી રહયો.

---

# શ્રી રામચરિત્ર નાટય લહરી.

અંક ૨. પ્રવેશ ૭.

વનમાં મૃગને મારી પર્ણકુટી તરફ જતાં રસ્તામાં અધવચ લક્ષ્મણને સામા આવતા જોઇ શ્રીરામ ચમકીને કહે છે. હે ભાઇ ? વૈદેહીને શૂની મૂકી તમે કેમ અહીં આવ્યા ? લક્ષ્મણજી ઉત્તરમાં કહે છે કે શ્રીમતિ માતા સીતાજીએ હે લક્ષ્મણ ધાઓ ધાઓ એવા શબ્દ સાંભળી મને મોકલવાની જરૂર વિચારી તમારી મદદ

કરવા આગ્રહ કરી મોકલ્યો. તેથી હું આપની મદદે ચાલ્યો આવ્યો છું.

રામ—વીરભ્રાત. ખરેખર તમે આ સાહસજ કર્યું છે.

લક્ષ્મણ—મૌનગ્રહી ઉભા રહે છે. આંખમાં અશ્રુ ભરાઈ આવે છે.

રામ—ભાઈ એમાં શોક કર્તવ્ય નથી. જે થવાનું હોય છે તે અનાયાસ થયેજ જાય છે. હું ધારૂં છું કે પ્રિય ! જનકાત્મજાએ તને વાકૂબાણથી વિંધ્યો હશે. પણ સ્ત્રીઓના સ્વભાવજ એવા હોય છે. જન્મભરની પ્રીત સહજમાં ત્રોડે છે. જોડે છે. અને એ મહામાયા પ્રકૃતિનું સ્વરૂપ હોવાથી ઉપજાવવું. ટકાવવું અને વિલાવવું એમનો સ્વભાવ ધર્મજ છે. અસ્તુ હવે તો સત્વર પર્ણકૂટી તરફ જઈએ.

પર્ણકૂટીના દ્વાર પાસે આવતાંજ સીતા ન જોવાથી રામચંદ્રજી બૂમ પાડે છે હે વૈદિહી. હે અનિંદતા ? હે કલ્યાણી ? સીતે ? ક્યાં છો ? ક્યાં છો. મારા ચિત્તમાં શું કાંઇ છુપાઈને અધૈર્ય પ્રકટાવો છો કે શું ? પણ તે સમય આ નથી. પ્રકટ થાઓ. પ્રકટ થાઓ.

કોઈ બોલતું નથી. નિશ્વાસ નાંખી હા વિધાતા....હું હતભાગ્યની કર્મરેખામાં તેં સી વિરહદુઃખ લખ્યું તે હું હવે કેમ સહન કરીશ. હા વૈદીહી તું ક્યાં છો એમ કહી શોક કરી રૂદન કરે છે.

### પદ હમીર કલ્યાણ તાલદાદરો.

શીવ શીવ પ્રાણ પ્રિયા ગઈ ક્યાંય.
રઝળી રઝળી વન ભમતાં થાક્યો ભાળ મળે નહિ ક્યાંય; શીવ.
ભૂખ તરસે ભમતાં વિતિ જાય દિવસ ને રાત,
છુટયા નીર નયને થકી, કંઠ શોષ સુકાય; શીવ.
સીતા સીતા સતી સતી ઉત્તર આપ જરાય,
રામ તહારો વલવલે નહિ તો આ જીવ જાય; શીવ.
ક્રુર વિધાતા આનંદ સુખનો સાગર ભર્યો શોકથી મુર્છા થાય,
એકે લક્ષ્મણ લઈ પવનને ઢોળે અશ્રુ નયન ઉભરાય; શીવ.

જાગ્રત થતાં પુનઃ રામ કહે છે.

## ઝીંઝોટી.

મને મધુરીની મોહીની લાગી.
તીરછી આંખે ચપળા ચમકતી, ભેદી સરર હૃદે વિતરાગી,
જ્ઞાન સુરજ મેઘ ભોરે છવાયો, ધારા નયન જાતી ધૈર્ય ભાંગી. મને.
વૈદેહીને વરી મનેથી, (આજથી) અવર નારી મેં ત્યાગી,
એજ ઇંદિરા હૃદય મંદિરા, જડાઇ સ્થીર વિરાગી. મને.

## (૨) કાલિંગડો.

( કોઈ હાલ કહો જાકે એ લય, )

ક્યાં ચાલી ગઈ તું રે, સીતા પ્રિયકર મુજ હીતા,
જો સંતાઈ હાસ્ય કર્યું તો આવી દેખાદેને;
રામતણા પ્રાણ જાશે હવડાં. સાદથી ધીરજ દેજે. સીતા.
પર્ણકૂટીની મૂકી મર્યાદા, ભ્રાત લક્ષ્મણની તેને,
શાસ્ત્ર કૂળ મર્યાદા જેવી, કેમ હવે સુખી રેશે. સીતા.
મુનીજન દર્શન દેવા સારૂં, ગઇ હોય તો આજે,
આવી દે ઝટ ધીરજ મુજને, પ્રાણ રક્ષણને કાજે. સીતા.

રામ–ભાઇ લક્ષ્મણ ? જનકનંદિનીને ન જોવાથી મારી સઘળી શકિત હણાઇ ગઈ છે. ઉપરથી હું જેવોને તેવોજ છું. પણ એ મારા આત્માને ઝગાવનાર જે દિવ્ય શકિત તે આજ નથી. અરે ? અરે ? મારી છાયારૂપ પ્રિયતમા અત્યારે શું કરતી હશે? અરે એ રમણીને જરૂર કોઇ રાક્ષસ ઉપાડી ગયો હશે. જરૂર એ બિચારી ભોળીભામિની મારા વિયોગે પ્રાણ ત્યાગ કરશે.

લક્ષ્મણ–મોટા ભાઇ ? મોટા ભાઇ ? તમારી આ માનવી લીલા જોઇ હું મુંઝાઈ જાઉં છું. પુરાણપુરૂષોતમ પ્રભુ ? આપને તે હું શું કહું ? તો પણ ભાઇ.

દિવસો ગયા જેમ પૂર્વના તેમ આ દિવસ પણ વહી જશે,
ચિંતા અને ઉદ્વેગ સેવ્યાં, કાંઇ કામ ન આવશે.

આત્મત્વ આપણું કોઈ સ્થિતિથી નષ્ટ કદી થાતું નથી,
. તે અચલ સુખરૂપ છે પછી તો ખીન્ન થવું શા હેતુથી.

વળી ભાઈ આપનુંજ સૂત્ર વચન.

છોને વિવિધ વ્યાધિ શરીરમાં આવી ઘર કરીને રહે,
છોને મળેલી સર્વ સંપદ્ અન્ય સ્થળમાંહિ વહે.
છોને સગા સંબંધીઓ પ્રિય મિત્ર નયને ના પડે,
છો સપ્ત ઉદધિ સુકાય છો બ્રહ્માંડ આખુ ગડગડે.
તો પણ આત્મસ્વરૂપ અવલોકી મુખથી મલક મલક હસીએ.

બ્રહ્મચારિન ભ્રાત લક્ષ્મણ ? ખરેખર મારૂં સૂત્રજ મને સમજવાની શકિત નથી. સારા સાર વિચાર કરવાની બુદ્ધિ તો એ આર્યપુત્રોના હરણે ચાલી ગઈ છે. હું મુંઝાઈ રહ્યો છું.

લક્ષ્મણ—બસ કરો. મ્હોટાભાઈ ? બસ કરો. આમ છેકજ ના હિમત શું થાઓ છો. ચાલો આપણે શોધ કરીએ. શોધતાં શોધતાં સીતાજીએ ફેંકેલું વસ્ત્ર જડે છે તે હાથમાં લઈને જુઓ જુઓ રઘુકુળભુષણ ? આ વૈદેહીનું વસ્ત્ર આ ઉપરથી સિદ્ધ થાય છે કે કોઈ તેનું હરણ કરી ગયો છે. ભાઈ ગભરાઓમાં હું જ્યાં હશે ત્યાંથી એ ચાંચડને પકડી કાઢીશ શંકરના વરદાનથી જો કોઇ પ્રમત રાક્ષસ તેમનું હરણ કરી ગયો હશે અને એની મદદે કદાચ શંકર આવશે તો તેની સાથે પણ હું યુદ્ધ કરીશ. જો સીતાજી હાથ નહિ આવે તો આ બ્રહ્માસ્ત્ર મુકી જગતત્રયનો નાશ કરી શત્રુનું નીકંદન કાઢીશ.

રામ—ભાઈ ઉછાછળું પગલું આપણે ભરવું નથી. આપણે તો જગતનું રક્ષણ કરનારા છીએ. આપણું કર્તવ્ય તો એટલુંજ છે કે વૈદિહીને પાછી મેળવવી. તમે યુદ્ધ કરશો અને હું શું જોયા કરીશ. હું પણ જ્યાં હશે ત્યાંથી શત્રુને શોધી કાઢી શત્રુનો પરાજય કરીશ. માટે હવે આગળ ચાલો જુઓ અહીંથી રથ ગયો હોય એવી નીશાની જણાય છે. ચાલો આગળ.

રામ—શ્રી રામ—શ્રી રામ.

આ પ્રકારના પોકારો જેના શ્વાસ પ્રશ્વાસે નીકળી રહ્યા છે. એવા જટાયુના શબ્દો રામચંદ્રજીના કાને પડયા તરતજ તેઓ ત્યાં દોડતા ગયા. જટાયુએ કે જેણે રામચંદ્રજીના દર્શનની આશાએ પોતાના પ્રાણને રોકી રાખ્યા હતા. (આ ઉપરથી સીખ થાય છે કે સંકલ્પના બળથી પ્રાણીઓ મૃત્યુ કાળને પણ અટકાવી શકે છે.) ત્યાં દોડી આવી પોતાના વસ્ત્રોથી તેના અંગો જે ધૂળથી ખરડાયલાં હતાં અને જેના લોહીમાં કીડીઓ ભરાઇ તેને ફોલી ખાઇ રહી હતી તે ધોઇ સાફ કરી પોતાના અભયકરે આશ્વાસન આપ્યું. અને કહ્યું કે પ્રિય? મારે લીધે તારી આ દશા? પ્રભુના અભયહસ્ત પોતાના શરીરે ફર્યા છે જેના એવા જટાયુએ પરમ શાંતિ પામી કહ્યું કે હે પ્રભુ? આજે મારા નેત્રને જોવાના સામર્થ્યનું સાર્થક્ય થયું છે. અને આ પ્રાણ ધારણ કરી રાખ્યાનું પણ સાફલ્ય છે. હવે આ પ્રાણ દેહથી છુટા પડવાની તૈયારીમાં છે. એટલે આપને કહું છું કે આપની પ્રિયતમા સીતાને રાવણ નામનો અધર્મી રાક્ષસ હરી લઇ ગયો છે. અને તે દક્ષિણ દીશા પ્રતિ ગયો છે. એ અધર્મીએજ જતાં જતાં મારી આ દશા કરેલી છે.

લક્ષ્મણ—જટાયુ તમે તો ખરેખર જીવી જાણ્યું છે અને મરી પણ જાણ્યું છે. જેણે પરોપકારાર્થે પોતાના પ્રાણને સમર્પ્યાં છે તેની આવાગમનરૂપ ઘાણી ટળી ગઇ છે. તેને મોક્ષ સહજ સિદ્ધ છે.

રામ—પ્રિય જટાયુ તારી ઇચ્છા હોય તો તને બીજાં સહસ્ર વર્ષ જીવાડું. જટાયુ એ કહ્યું કે સહસ્ર તો શું પણ અનંત કાળ જીવાડો તોય જે અંતકાળ વખત આપનું સાનિધ્ય તે શું ફરી ફરી મને મળવાનું હતું.? એમ કહી હા રામ એમ બોલતાંજ જટાયુના પ્રાણ તેના દેહને છોડી ગયા. રામચંદ્રજીએ પોતાના પિતા પ્રમાણે તેની ક્રિયા કરી અને જટાયુનો આત્મા તો પોતાના

વિશ્વવ્યાપી બ્રહ્મ સ્વરૂપમાંજ ભળી ગયો. પછી ત્યાંથી રામ લક્ષ્મણ આગળ આવ્યા ત્યાં ગંધમાદન પર્વત ઉપર સુગ્રીવાદિ *વાનરોનો મેળાપ થઇ મંત્રી થઇ. અને સર્વ દિશાએ સીતાની ખોળ કરતા સૈન્ય મોકલ્યું. તેમાં હનુમાન નામના એક વીર વાનર હતા. તે દરીયો તરી લંકામાં ગયા. અને ×અશોક વનમાં સીતાજીને જોતાં ઝાડ ઉપર ચઢી ત્યાંની ચર્ચા જોવા લાગ્યા.

---

## શ્રી રામચરિત્ર નાટય લહરી.

### અશોકમાં શોક

પદ કાલિંગડો તાલ દાદરો. કોઇ હાલ કહોનીકે એ રાહ

સીતા— રાખી રામથી વિખૂટી,
મારૂં સર્વ એ લીધું લુંટી. રાખી—૦

થઇ શૂનકાર.

વારંવાર મૂર્ચ્છિત થાતાં હૃદય થયું શૂનકાર,
ભાન ભૂલી ચકવી વિખુટી ધાઇ કરૂં પોકાર. રાખી—૦

દુષ્ટે ચકવા ચકવી વછોડયાં, ચકવી કરૂં છું પુકાર,
રહ્યા પ્રાણ તે પેલે પાર, મધ્યે નિધિવાર,
થઇ શૂનકાર. રાખી—૦

રામ રામ રટી જપ કરતાં ખૂટયું નેનનું નીર,
હે શીવ ચાંપ ભંજનવીર, પુરા રણધીર,
થયા કેમ સ્થીર. થઇ શૂનકાર. રાખી—૦

---

* વાનર શબ્દનો અર્થ વનમાં વાસ કરનારા નરો એટલે વીર પુરૂષો એવો અર્થ પણ થાય છે.

×અશોક એટલે જે વાડીમાં આસોપાલવના ઘણા ઝાડ હોય તે વાડી રાવણની પોતાની હતી ત્યાં સીતાજીને મુકયા હતાં.

રાવણ આવી પહોંચે છે. ત્રીજટા સીતાને વાયુ ઢોળે છે. સતીના સત્ય પ્રભાવથી રાવણ સીતાજીની સમીપ જઈ શકતો નથી. કારણકે સતીના શરીરમાં નીકળતું અગ્નીનું તેજ તેને દહન કરશે એવી ભીતી લાગ્યા કરતી હોવાથી સન્નિધમાં જઇ શકતો નથી અને દૂરથી નીચે મુજબ ગાય છે.

તાલ ઝંપા રાગ પ્રભાત છંદ ઝૂલણાની રાહે.

*રાવણ:–કમળની પૂંઠ ભમરો ભમે રસીક નીત્ય,
ભાન નહીં જેહ જડ ગુણધારી.
સીતા:–રામ શ્રી રામ શ્રી રામ શ્રી મંત્ર એ,
જેહ પર તન્નમન નાંખું વારી.
રાવણ:-છેજ વનચારિણી રાજવૈભવ સુખો,
શું એ જાણે જણાએ અડાણી.
સીતા:–દીનહીન રંક હું જાચું છું મેળવો,
સ્હાય થાજો શીવા ત્રીપુરારી.
રાવણ:–રૂપવંતી રસીલી કરૂં એહને,
ગાંડી ને ઘેલી ભયભીત નારી.
સીતા:–પ્રેમને શૌયની મૂર્તી જે અવતરી,
મુજ હૃદયે રમો વન વિહારી.

---

*આ કવીતામાં બે લીટીમાં રાવણ બબડયો ચાલ્યો જાય છે. પણ એ બબડાટને તથા રાવણને સીતાજી દેખતા નથી સાંભળતા નથી અને જાણતા નથી. કેમકે તેમનું અખંડચિત્ત તો રામચંદ્રજીના ધ્યાનમાંજ લાગી રહેલું છે. તેમ રાવણ પણ સીતાજીને દેખી શકતો નથી કારણકે સીતાજીની આજુબાજુએ સુર્ય અને અગ્નીના તેજની ભભકથી એની આંખ ઝંખવાઇ જાય છે અને હૃદયમાં ભય ઉત્પન્ન થાય છે. અને બળી જવાની ધાસ્તી પ્રકટ થાય છે.

બીજી એક લીટીમાં સીતાજી રામના સમાધિમાં દર્શન કરી તેમના પ્રતિ બોલતા જાય છે. તે એક લીટીને જુદી કાઢીએ તો રાવણની કવિતા જુદી. અને સીતાજીના બોલવાની કવિતા જુદી એમ થાય છે. અને બે લીટી એકઠી બોલીએ તો એક કવિતા હોય એમ જણાય છે.

રાવણુઃ—માનશે જો નહીં તોય બળ વાપરી,
જોરથી કરીશ હું પકડી મારી.
સીતાઃ—સીંહકટી બાહુ આમન છો પાતળા,
અંબુ અક્ષી પતી હો ઉગારી.
રાવણુઃ—કોણુ છે એહની સાહ્ય સબળી અરે,
મુજ સામે થવા હામ જેની.
સીતાઃ—આપના ચરણુની દાસી તરસી કયમે,
દૂર કરી દો ન શીક્ષા સંહારી.

રાવણુઃ—આજ પુંઠ પકડીને સન્મુખે જઈ કરી,
વૈભવો દાખી કરૂં મ્હારી મ્હારી.
સીતાઃ—અનુજનો શાપ બહુ તાપ ઉપજાવતો,
રંક અબળા હું તો અવિચારી.
રાવણુઃ—હાય આ તેજ અદ્દ્ભુત શું કયાંથકી,
છેજ બળ જાઉં ભય ત્રાસકારી.
સીતાઃ—આવી ભુલ થાય અત્યંત પ્રેમે ભયે,
વિંહલે વાકય શર કારીમારી.

રાવણુઃ—અસ્ત્ર શસ્ત્રો નથી કોઈ એવાં અરે,
જે લીએ તેજ આવું સંહારી.
સીતાઃ—લક્ષ્મણુ હે તપસ્વી તમે શુદ્ધને,
ક્રોધ તજી દો હવે બ્રહ્મચારી.
રાવણુઃ—એની છે કાંઇપણુ શકિત અદભૂતએ,
એ હશે શું કદી માત કાળી.
સીતાઃ—છે ક્ષમા ધર્મને આપ સમશુરને,
મ્હારીવતી રામ વિનવો વિચારી.
રાવણુઃ—સન્મૂખે શી રીતે જઈ હું વીનવું,
પૂંઠથી સ્તુતિ કરૂં દિવ્ય નારી.

સીતાઃ—છેજ ભોળો થશે પ્રસન્ન ઝટ હાસ્યથી,
મૂખ મલકાય ઝરે પ્રેમવારી.
રાવણઃ—હે સીતા સિતકરી જો મ્હને હોતવરી,
ના હું લાવ્યો હરી હોત તુંને.
સીતાઃ—સ્મરણ જો નામ મ્હારૂં થશે તો થએ,
પિગળી જાશે સ્મૃતિ દો લગારી.
રાવણઃ—તાહરા રૂપની મોહીની લાગી છે,
લાડ લડાવું દુઃખ દે વિસારી.
સીતાઃ—ઇંદુમુખ ઉજવળાં નયન અભિમાનને,
કાજ ઉત્સુક છું તરસકારી.
રાવણઃ—લંકપતિ છત્રપતિ બાંધ્યા ત્રિભુવનપતી,
દેવને દાનવો તે હું તારી.
સીતાઃ—ચરીત ઊદાર ઉંચકુળના આપને,
વાંક મુજ ઉર આણી વિચારી.
રાવણઃ—વિનતી હું બહું કરૂં પાય પડી તુજને,
બેઉ કર જોડી જોડી પસારી.
સીતાઃ—ના ઘટે ભ્રાતૃભાવ તજવો અરે,
એકલા છે નિરાધાર ધારી.
રાવણઃ—ચતુર મંદોદરી સમી સતી મકીને,
તાહરા ઉપર દેહ નાંખુ વારી.
સીતાઃ—પુષ્પનો પુંજદળ ઝાળ માંહે વિંટચો,
મ્હાકળે શ્રમથી લેજો ઉગારી.
રાવણઃ—તુંજ છે પ્રેમનું પાત્ર જ્યાં મુજ મન,
ભોગ વીલાસ કેર દેઇ ઠારી.
સીતાઃ—જો ન જોશે મને એ સુકોમળ પતી,
નિધન થાશે ખરે ઝુરી ઝુરી.
રાવણઃ—વનચરો સાથ શા ભોગ વિલાસરે,
કોની છે હામ એને વિચારી.

સીતાઃ–જો પ્રિયા ઉચ્ચારે શબ્દનો ઠારજો,
ભારતી બ્રહ્મ વિદ્યા વધારી.
રાવણઃ-સુંદરી શું ઉભી પૂંઠ કરી જો જરી,
બોલ મીઠી વાણુ શબ્દ ઉચારી.
સીતાઃ–ગાનનો નાદ છે રામને અતિ ઘણો,
ગા કહે શબ્દ કોકીલ ઉચારી.
રાવણઃ–કાંઈ કઠોર કહે શબ્દ જા છુટ છે,
લાગશે તે પણ મીઠું ભારી.
સીતાઃ–સીતકર જો સીતા શબ્દ જો ઉચરે,
પ્રેમ પીયુષ ઘન શબ્દ વારી.
રાવણઃ–બ્હેરી શું શું ન જાણે હું આવ્યો અહીં,
દેખતી શું નથી સૂતકારી.
સીતાઃ–જો યુવા દોહીલી કાળદમિ દુઃખ દે,
દાખજો વનલતા વનવિહારી.
રાવણઃ–આપના મન ગમ્યો તર્ક લવી જાય છે,
બોલી બોલે ન કાંઈ વિચારી.
સીતાઃ–મેલું પટ પેરી ઉતાવળે મદભરી,
પ્રેમઘેલી રસિક સીંધુ નારી.
રાવણઃ–શંખ વગડાવું, કે ઢોલ ભેરી હવે,
ચમકતી નથી નથી ભાન નારી.
સીતાઃ–રામ જે જે સિતા શબ્દ ગુણ કર્મને,
રૂપ સંભારશે તે સ્વીકારી.
રાવણઃ–રામના નામ બકવાટમાં ઘેલી થઈ,
ઘેલછા મૂકમૂક આ લવારી.
સીતાઃ–સૃષ્ટ વસ્તૂ બધી મૂજ સાધર્મ્યની,
જેથી લે શાંતિ મુજ સ્નેહ વિસારી.
ના નકારે નિધિ પ્રેમ ખભળાવશો,
હા કહી દાખજો સૃષ્ટિ સારી.
રાવણઃ–વૈદ્યકો ચતુર આણી દીઓ ઔષધિ,
થાય ડાહી હવે આ બિચારી.

સીતાઃ—શબ્દ નકાર નથી સાંભળ્યો સ્વામિએ,
હસિતવદને સદા રો સ્વીકારી.
રાવણઃ—વનચરો સાથ શો સ્નેહ ગોરી તને,
અવતરી રાજસુખ સારૂં પ્યારી.
સીતાઃ-એક નકારથી રાજ્ય ઘર દેશ ગયું,
અન્યથી સદ્ય જીવનની ખુવારી.
રાવણઃ—પર્ણ કે પર્વતે જે પડે દુઃખમા,
ના પલંગો અને ના પથારી.
સીતાઃ-છેજ વિદ્વાન પણ ના નથી કદી ભણ્યા,
એક અક્ષર દીધો છે વિસારી.
રાવણઃ—ભટકતો છે ભમે બેસવા રથ નહીં,
રહેવા ઘર નહીં સ્થિતિ નકારી.
સીતાઃ—રંક હું કાજ એ જાળવી રત્નને,
રાખજો જીવું છું આશ ધારી.
રાવણઃ—એહવા સાથ શું સ્નેહ કરી નાથ કહે,
ભોળી તુંને ઠગી હાય હારી.
કોહના જોર પર આટલું તું કુદે,
હું છું બળવાન કૈલાસ ધારી.
રામની આશપર જો ઘુમે તુજજો,
શીશ આ જો હમે નાંખ્યો મારી.
સીતાઃ—હોયના આપને અજય એ સત્ય છે,
એક શર પત્નીવચ જેહ ધારી.
તોય આ કાળ કૃતાંત સમ કારમો;
પ્રાણ મ્હારા લીચે છે વિદારી.
આવી ઉગારજો રામશ્રી રામશ્રી,
ઢળી પડી મુરછામાંય નારી.
કવિ૦—ઇન્દિરા અકળ એ સકળ પ્રભુની લીલા,
પ્રેમ આનંદ સુખ સતત સારી.

સતિના તેજ આગળ કાંઇ ન ચાલવાથી રાવણ ચાલ્યો જાય છે.

# શ્રીરામચરિત્ર નાટ્ય લહરી.

## અશોકમાં સીતાની વિરહદશા.

### ગરબી.

પીતા પણ એવું તે શું લીધું એ ઢાળ.

સીતા— દિઠારે કાંઈ પ્રાણ પતિ માહારા,
રસીક વેલી છે આસ્રમ તાહારા. દિઠા૦ ૧

કટીરે સીંહ સરખીને મહાબળીયા;
પ્રેમાણુ ત પ્રાક્રમી પાતળીયા. દિઠા૦ ૨

ઝાખું ન મન મંદિરની મૂરતી;
પિયુષ પ્રેમ આનંદને ઝરતી. દિઠા૦ ૩

સ્યામ ગૌર ભ્રાત, મદન મૂરતી,
સદા સ્મિત વદન અમૃત ઝરતી. દિઠા૦ ૪

વિરહા નલ ઉગ્ર જ્વાલા ધીખતી,
થઈ છું સુનકાર નથી મરતી. દિઠા૦ ૫

આ રકત છે ચળકતા પર્ણ સમા;
કોમલ ખીલતા મ્હોર જોબનના. દિઠા૦ ૬

નવ પલ્લવ ઝુકી ફૂલથી સિંચતી;
મંદ મંદ લ્હેરથી છે હીંચતી. દિઠા૦ ૭

ઊંચી તું તો ગગને નજર વાળી;
નિચી હું તો અધ આશ્રય ટાળી. દિઠા૦ ૮

જો જો મ્હારી વતી દૂર નજર કરી;
સંયોગ સૂખ આનંદથી નીસરી. દિઠા૦ ૯

હું તો દિન રંક થઈ છું નરી;
ખોળા નમી પ્રાથરી માગું હરી. દિઠા૦ ૧૦

ઇંદિરા એ છે ટળશે ન દુઃખ આરી.
હાસણહારા ક્યાં રામ સુખકારી. દિઠા૦ ૧૧

હનુમાનજી દાંત કચકચાવીને કહે છે. હવે માતુશ્રીનો વિલાપ મારાથી સહન થઈ શકતો નથી માટે પ્રકટ થાઉં. દાંત કચકચાવી મુઠ્ઠી ઉગામીને કહે છે. હા....રામ....આપે મને યુદ્ધ કરવાની ના કહી છે. પણ હવે આ રૂદન મારાથી સાંભળી શકાતું નથી! દૈત્યો વિનય અને નમ્રતાથી માને એમ નથી એને તો ચોદમું રત્નજ યોગ્ય છે.

હૃદય કોપ શમન થવા શું ઊપાય યોજું હવે ટેક.

ફરફરે આ દૈત્યનો ધ્વજ, શકું ન નીરખી ઝેર,
સહન શકિત નાહિં હવે.
પાપીઓ પડયા છે પૂંઠે, હીંસકો પરનાર લઈ,
માત્ર એક શસ્ત્ર બળે. ૧.
દોડતો આ ઝાઝ જોઈ, સાન સર્વે મ્હેં ખોઈ,
કયારે કોટ લંક પડે.
છે મનાઈ રામશ્રીની, ઝાળ દઝાવું તન મનની,
પ્રકટ થાઉં શિઘ્ર હવે. ૨.
ચીત્તમાં ચિન્મૂર્તિ જોઈ, સત્ય યોગ પ્રગટ હોય,
ગતીમતી સૂઝી આવી હવે.
પૂચ્છ ચેતવી કુદીને, ગજાવું અંજની દુધને,
શ્રીરામ સીતા સત્ય બળે. ૩.
વાયુ પુત્ર નામ આજ, તે બતાવું કરીને કાજ,
મહેલ ત્યાં મેદાન હવે.
એમ વિચારી અંગુલિકા રામ નામ મહોરતણી,
સતી સીતા અંકે નાંખી હવે. ૪.
ઈંદિરા ઉપાડી લઈ, (શ્રી) રામ ચરણમાં જઈ,
મુકિ નમ્રપુર ભકિત ભાવે.
શોકમોહ દૂર થયાં વારેવાર પ્રણમી રહ્યાં,
અંગુલીકા અંગુલીતો આવી રામ છોડી કયમે હદય. ૫.

અહોહો! આ અંગુલીકા આકાશમાંથી કેવી રીતે પડી. આજુ બાજુ જુએ છે. હનુમાનજી એક કુદકે સીતાજીના ચરણમાં પડયા અને વંદન કર્યું કે માતુશ્રી હું રામદૂત અંજનીસૂત આપના ચરણમાં નમન કરૂં છું. આ અંગુલિકા હું લાવ્યો અને તમારા ચરણમાં મૂકી મને આપ આર્શિવાદ દો અને કંઇ પ્રસાદ આપો. ભુખ બહુ લાગી છે.

સીતા—હે શ્રીરામવીરના અનુચર મારી પાસે તો કાંઈ અન્ન નથી. આ વાડી પણ મારી નથી. માટે જે ફળ જમીન ઉપર પડયાં હોય તે પ્રસાદરૂપે ગૃહણ કરો. હનુમાનજીએ મોટાં મોટાં વૃક્ષો ઉપાડી જમીન ઉપર પછાડવા માંડયા એટલે તમામ મહોર અને ફળો જમીન ઉપર તુટી પડયા. કેળા આંબા આમલી દાડમ ઈત્યાદિ ખાઇને ધરાયા ચોકીદાર રાક્ષસોએ બુમરાણ કરી મૂકયું કે વાડીમાં વાનર છે. હનુમાનજીને મારવા માંડ્યા ત્યારે હનુમાને હાથ પકડી આંચકો માર્યો. કોઈને લાત, કોઇને મૂક્કો, અને કોઇને ઊંચકીને ભોંય અરસા પછાડયા. અને રાક્ષસો નાશી ગયા. રાવણનો પુત્ર અક્ષયકુમાર જે વાડીનો રક્ષક હતો. અને જેના હવાલામાં સીતાજી નજરકેદ હતા તે પટા ફેરવતો વાંદરાને મારવા આવ્યો. હનુમાનજીએ તેનું કાંડું પકડી તલવાર છીનવી લીધી અને કહ્યું કે અલ્યા મગતરા તારામાં આટલુંજ જોર છે કે છોડાવ કાંડું જોઇએ. વીર અક્ષય-કુમારે હનુમાનજીને મૂક્કા મારવા માંડયા પણ કાડું છોડયું નહિ. અને પછી હનુમાનજીએ એક આંચકા સાથે તેનો હાથ ખેંચી નાંખી તોડી નાંખ્યો અને બીજા કુદાકડે તેની પીઠપર ચઢી ગર-દન મચડી મારી નાંખ્યો. વીજળીના ચમકારાની માફક આખી લંકામાં અક્ષયકુમારના મૃત્યુની ખબર પહોંચી વળી. રાવણે તે સાંભળતા કહ્યું હા....વીર અક્ષયકુમાર આ તે શું થઈ ગયું મેં તો તને અજર અમર ધાર્યો હતો. હે ઇંદ્રજીત? જુઓ ગમે તે રીતે એ વાંદરાને પકડી બાંધીને અંહી લાવો.

રાવણનો હુકમ થતાંજ શૂરવીર ઇંદ્રજીતે અલલલ આહ્ કરીને તલવારો બાણ, (સ્ફોટક દ્રવ્યના ગોળા) ગદા લઈને ત્યાં

ગયા અને બ્રહ્માસ્ત્ર વડે બાંધીને હનુમાનજીને સભામાં આણ્યા. હનુમાનજી બંધાત નહિ પણ જાણી જોઇને 'બ્રહ્માસ્ત્રવડે બંધાયા કારણ કે તેમની ઇચ્છા તેથી અનાયાસે રાવણની સભામાં જવાની પાર પડી. તેમજ વેદમંત્રથી મૂકેલા બ્રહ્માના અસ્ત્રની મર્યાદા સાચવવી વૈદિક મંત્રથી મૂકેલું બળ કદાપિ મીથ્યા થતું નથી એતો અપ્રહિત શક્તિ છે માટે પરમેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું અને સામે ન થવું એમ વિચારી હનુમાનજી બ્રહ્માસ્ત્રથી બંધાયા પણ બ્રહ્માસ્ત્રની પીડા તેમને થઇ નહિ.

તેનું કારણ એકે જે વખતે હનુમાનજી ઘુંટણીયા તાણતાં હતાં તે સમયે રમતમાં ઈન્દ્રના હાથી ઐરાવતનું પૂછડું પકડયું માવતે હાથી ચલાવ્યો. પણ હાથી ચાલી ન શકયો ઇન્દ્રે પાછળથી જોયું તો જણાયું કે એક બાળકે એ હાથીનું પૂછડું પકડયું છે. ઈન્દ્રે વિચાર્યું કે આ નાનું બાળક આટલું બધું જોરાવર છે. તો એ જયારે મ્હોટું થશે ત્યારે કેટલું જોરવાળું થશે. મારી સાથે યુદ્ધ કરી ત્રિલોકીનું રાજ્ય પડાવી લેશે. એમ વિચારી ક્રોધ કરી વજ્રનો ઘા હડપચીમાં કર્યો. તે સમયે પોતાના પુત્રને ઇન્દ્રે માર્યો તેથી કરીને ત્રિલોકીના સમષ્ટિમાં વહન થતા વાયુએ એકદમ બ્રહ્માને કહ્યું. હે ઇન્દ્ર તેં આ અવિચારી કામ કર્યું તે બદલ વાયુદેવ જે પ્રત્યક્ષ બ્રહ્મ છે તેની ક્ષમા માગો. જયારે આ બાલક મોટો થશે ત્યારે તમારી સામે લડાઇ કરનારા દાતુધાન નીશાચરો દૈત્યો અને રાક્ષસોને નિર્મુલ કરવામાં મોટો સહાય કરનાર થઇ પડશે.

ઈન્દ્ર બ્રહ્માજીની આજ્ઞા અનુસાર ક્ષમા માગવાથી વાયુદેવ પાછા વહન થવા લાગ્યા અને સમષ્ટ સૃષ્ટિને પાછું પ્રાણદાન મલ્યું.

રાવણ—અરે વાનર ? "વાડીમાંના ઝાડ કેમ ઉખેડી નાંખ્યા. અને અક્ષયકુમારનું કેમ ખુન કર્યું શું તું રાજા રાવણને ઓળખતો નથી તેની કીર્તીને જાણતો નથી.

હનુમાન—ખીખીખીખી હસીને અલ્યા મને બાંધવાને માટે તને દોરડી પણ ન મળી કે આ કાચા સુતરના તાંતણા કયાંથી

લાવ્યો. એમ કહી જયરામના પોકાર સાથે એક આંચકે મારી નાગના બંધનો તોડી નાખ્યા. હા, દ્વિબર હા; શ્રીરામચંદ્રજીકીજે; સહાય કરો. ( દ્વિબર હા, એટલે પક્ષી. અને તે પક્ષીનો રાજા ગરૂડ તે દ્વિબર હા. એ નામ પરબ્રહ્મ પરમેશ્વરનું છે. તેથી કરીને ગરૂડજી સ્વ સૈન્ય સાથે એટલે કે કાગડા અને સમળીઓ એકદમ સભામાં ભરાઈને ) સભાગૃહ ભરી નાંખ્યું અને કાગડાઓ કકળવા માંડયા. ગરૂડજીને જોતાંવારનેજ બાકીના નાગ નાશી ગયા. અને હનુમાનજી છુટા થયા.

આખી સભામાં બીરાજેલા રાવણના અનેક પ્રધાનો ( દરેક ખાતાના ) સૈન્યાધિપતિઓ વીગેરેના ટાંટીયા પકડી પકડી કુદાકડે કુદાકડે પછાડવા માંડયા. કેટલાએક નાશી ગયા અને કેટલાએક મરણ પામ્યા. એક કુદાકડે રાવણની પીઠ પર ચઢી તેની ગરદન મચડવા માંડી. અને મુગટ સભામાં પાડી નાંખ્યો. અને એક ઉંચા સિંહાસન ઉપર રાવણથી દોઢ હાથ ઉંચા ચઢીને બેઠા.

રાવણ—અરે ઓ ઉદ્ધત વાનર. તે મહા બળવાન રાજા રાવણનું પરાક્રમ જાણ્યું નથી. મારૂં પણ તેં અપમાન કીધું.

હનુમાન—નારે. હું કાંઇ તારૂં અપમાન કરવા આવ્યો નથી. તેમ તારા અક્ષયકુમારને હું ઓળખતો પણ નથી. મને જે મારવા આવ્યા તેની આગળ શું હું નમીને નીચું ડોકું ધરૂં. મને મારવા આવ્યા તેને મારવો એ ધર્મ છે. તું રાજા છે. ન્યાય કર. તેં પૂછ્યું કે અક્ષયકુમારને કેવી રીતે મારી નાંખ્યો. તે મેં તને મારીને બતાવ્યું કે આમ મુગટ પાડયો અને આમ ડોકી મચરડી નાંખી. એમાં મેં ગુનોહ શું કર્યો. તેં કહ્યું કે ઝાડ કેમ ઉખેડયા તો મેં તારા પ્રધાનોના ટાંટીયા ઝાલી ઝાલીને ભોંય ઉપર પછાડી તને બતાવ્યું કે આવી રીતે ઝાડ ઉખેડયાં. તેં પૂછ્યું કે ફળ કેમ ખાધા. તો ઈશ્વરે વાંદરાઓને માટે કાંઈ ભેંસ પાડા ખાવા રચ્યાં નથી. પણ બ્રહ્માજીએ ઝાડ ઉપર રહેવા અને ફળ ખાવા અમને સરજ્યાં છે. તેં કહ્યું કે તું રાજા રાવણ

ઓળખાતો નથી. તો તેના પ્રતિઉત્તરમાં હું તને કહું છું કે તું એક નિર્બળ મગતરા જેવો મિથ્યાભિમાની છે. તે આખું જગત જાણે છે. તું છાકટો, છીનાળવો, લુચ્ચો, માંસાહારી દુષ્ટદેહ નિર્લજ, છે. તને મારી આગળ બોલતાં લજ્જા પણ આવતી નથી. વાળી વાનર સંધ્યા કરતા હતા તે વખત તેં તેમની છેડ કરી ત્યારે તને બગલમાં ચાંપી ઘાલી અગંદના પારણા ઉપર જેણે મસ્તકે ટાંગ્યો હતો તે રાજા રાવણ તુંજ કે કોઇ બીજો. વગર તેડે ગોદલા તરીકે મહાશય જનક રાજાના ધનુષ્યયાગમાં શીવચાંપ ભાંજવાની ઉધ્ધતાઇ કરતા ચાંપ છટકી તારી છાતીમાંથી રકત વહી મુખદ્વારે પણ વહેતું હતું અને તું બૂમો પાડતો હતો કે શું પૃથ્વી વીર્યવાન રહીત થઇ છે કે શું. આ ક્ષત્રીયો નિર્દય થઇ કેમ બેસી રહ્યા છે. સભામાં બ્રાહ્મણનું મૃત્યુ થાય છે. તે સમયે જે વીરે તારો પ્રાણ શીવધનુષ ઉઠાવીને બચાવ્યો તે રાજા રાવણ તુંજ કે કોઇ બીજો ?

અલ્યા ચોટ્ટા. વીર પુરૂષોનું લક્ષણ તો એવું છે કે યુધ્ધ કરીને કુમારી સ્ત્રીનું હરણ કરીને પરણવી તેને બદલે એક બિચારી અબળા જેના ધણી બહાર ગયા હતા તે સમય સાધીને તેની સ્ત્રી તું ચોરી લાવ્યો. તે પરાક્રમ તારૂં કે કોઇ બીજાનું. મને ઉધ્ધત કહે છે પણ ખરો ઉદ્ધત તો તું છે. જે શીવના કૃપા કટાક્ષવડે તું આટલી સમૃદ્ધિ પામ્યો છે તે શીવનો કૈલાસ ઉપાડવા ઉદ્ધતાઇ કરી અને તારા હાથ અગડાઇ ગયા તે તું કાઢી શકયો નહિ અને હે શંકર ? હે શંકર ? કહી રૂદન કરવા માંડયું તે રાજા રાવણ તું કે કોઇ બીજો. બોલ ઉત્તર આપ. આપણે હાલ કાંઇ લડવું નથી.

રાવણ—અરે સૈનીકો સૈન્યાધિપતિઓ પ્રધાનો આ છેક નીર્લજ વાંદરાના અહેણા મારાથી સંભળાતા નથી તેને પકડીને સળગાવી મુકો.

વાંદરાના પૂંછડાને સળગાવી મુકો આ હુકમ થતાંજ દૈત્યોએ શીઘ્ર જ્વાલાગ્રાહી પદાર્થો વાંદરાને પૂંછડે બાંધવા માંડયા. કારણ કે કેટલાક દૈત્યોને ભય લાગ્યો કે જો આગળથી બાંધવા જઇશું

તો એ બાંધવા દેશે નહિ અને નાહક કેટલાએકના પ્રાણ લેશે. આ એનું પૂછડું બાંધવા તેમ ઝાલવા ઠીક પડે તેવું છે. આ સળગાવી મૂકવા સંબંધી વાત તરતજ વીજળીના ચમકારા માફક આખા ગામમાં ફેલાઇ. ક્રમથી સીતાજીને કાને પણ આવી. તરતજ એ વાત્સલ્યમયી મહામાયા સીતાજીએ શ્રીરામચંદ્રજીની આણ મૂકી અગ્નિ દેવ તથા વાયુની પ્રાર્થના કરી અને કહ્યું કે જો હનુમાનજી શ્રી રામચંદ્રના ખરા ભક્ત હોય ? જો હું વિદેહ રાજાની પુત્રી જન્મધરી અસત્ય બોલી ન હોઉં અને પતિવૃત્ય ધારણ કરી રહી હોઉં ? જો રાજા દશરથ સત્યવાદી હોય ? જો લક્ષ્મણ વીરે ફળ ખાઈ બ્રહ્મચર્ય પાળ્યું હોય તો તે સર્વના પ્રભાવે હે વાયુદેવ તમારા પુત્રનું રક્ષણ તમે કરજો. હે સત્યના સબલ સાક્ષી વિશ્વાનર અગ્નિ તમે સાધુ સંત અને સત્યના રક્ષક હો, તો આ અગ્નિના તાપથી વીર હનુમાનને લેશ પણ ઉષ્ણતાની આંચ ન અડકજો અને ચીરંજીવ રહેજો.

આ આર્દ્ર અંતઃકરણની પ્રાર્થનાનો ધ્વનિ સર્વના દેવોના અંતઃકરણમાં પડઘો થઈ પડયો. અને કેમ કરી અગ્નો સળગે નહિ. આખરે ધ્વનિ પ્રતિધ્વનિના નિયમે, અને કર્મપ્રતિ કર્મના નિયમાનુસાર જેમ ભીંતમાં મારેલી રબરની દડીનો પ્રત્યાઘાત થાય છે તે પ્રમાણે જ્યારે રાવણ પોતે અગ્ની સળગાવા બેઠો ત્યારે એની એ કૃતિથી કોપાયમાન થએલા સદાશિવનું ત્રીજું લોચન એકદમ ઉઘડી આંધીનો (સાઇકલોન) પવન વંટોળે ચઢી મ્હોટો ભડકો થયો. અને કુપિત દેવોએ રાવણના દશ મુખ અને દાઢી મુછ બાળ્યાં દઝાડયાં. દૈત્યો અગ્નિની ઉગ્રજવાલાથી પોતાના બાયડી છોકરાં સમાલવા અને જવાળામાં બળી જવાની બીકથી સઉ સઉને ઘેર નાશી ગયા બીજી તરફ તરફ જાણે પ્રલયાનલજ પ્રલય કરવા બેઠો હોય તેમ આખી લંકા ભસ્મીભૂત થઈ.

વરૂણાસ્ત્રથી અગ્નિ છાંટવાનો દૈત્યોનો પ્રયત્ન ફોક થઈ ગયો. કેમકે વાયુદેવે અગ્નિથી અવળી દશામાં જળ ઉરાડી મૂકયું. તેમ

વરૂણદેવે વાનર ઉપર જલધારા સીંચી. અને હનુમાનજીને કોઇ પણ રીતે આંચ લાગી નહિ. અશોકવન અને વિભિષણનું ઘર બળ્યાં નહિ. લંકા ભસ્મીભુત થયા પછી હનુમાનજી સમુદ્રમાં પોતાનું પૂંછડું બોળી અગ્નિ બુઝાવ્યો. અને સીતાજીની વિદાયગીરી માંગવા પાછા અશોકવનમાં ગયા.

માતાને ચરણે નમી તે બોલ્યા કે માતાજી આપના સત્યને લીધે હું વિદાયગીરી માંગવા જીવતો આવવા પામ્યો છું. મને કશી ઇજા થઇ નથી.

સીતાજીએ કહ્યું કે હે અંજની પુત્ર ! તમે ઝડપથી શ્રી રામચંદ્રજીની પાસે જઇ આ સર્વ વૃતાંત કહી મારો આટલો સંદેશો કહેજો.

પદ.

આટલો સંદેશો, મમજીવનને કહેજો,
કૃપાસિંધુ, દુત, મહાવીર, કપીવર. આટલો-૦

સત્વર જઇ રઘુકૂલ દીપમણીને, નીશાની આ ઓળખ કરી દેજો;
ચુડામણી આ, હાથો હાથ જઇ, મુજ નમન કરી દેજો.—આ૦
વિકલ હું કાક પંખીને જોઇ, તૃણ ફેંકી ચક્ષુ એક છેદી જો;
એકાંત વનમાં વિલાસ કરતાં મનશીલ તીલક કર્યું એમ કહેજોરે—આ૦
સૌભાગ્ય સુંદરી અપ્રતિહત દઇ સતત સૌભાગ્ય ચિહ્ન કરી સ્થાપ્યું;
આપ વિયોગ સહન નહિ થાયે ટકાવી તો પણ જીવને રાખ્યો—આ૦
અવધિ તીશ દીનમાં જો ન આવો, તો મમ પ્રાણ પ્રયાણ થશેજો;
રસનિધિમાં રસ સાગર રસીલી, ઇંદીરા મૂર્ચ્છીત ઢળી પડી જો ?-આ૦

(૨)

ગરબી.—શીખ સાસુજી દે છેરે એ રાગ.

મારો સંદેશો જઇનેરે, કહેજો મુજ જીવન પ્રતિ,
પ્રભુ કરૂણાળુ થઇનેરે, આવો ઝટ ભૂલો ના પ્રીતિ. મારો-૦
નીશાની રૂપ દેજોરે, હાથો હાથ ચુડામણી,
કુશળ પૂછી કહેજોરે, જપે માળા આપ તણી. મારો-૦

## હરીગીત.

મુજ જીવન સમજે પ્રિય ઘણો મુજને પ્રભુ ચિંતામણી,
એ આપીયો જે પ્રેમથી તે પ્રેરૂં છું આપજ ભણી.

એ આપની નીશાની અર્પી આપ પાસે આવતી,
એ સ્મરણ ચિન્હ મુજથી જતાં પ્રભુ વિરહ વ્યથા બહુ થતી.

### ગરબી. લય પૂર્વોક્ત.

એક દિવસે હું વનમાંરે, બેઠી હતી શાંત મને,
ત્યાંહિ કાગડે આવીરે, ઉપજાવ્યો તો ત્રાસ મને.

આપને જરી કહેતાંરે, પ્રેરી શળી મંત્રે કરી;
એક આંખ હરીનેરે, એ તો પ્રિય પાછી ફરી.

વળી તીલક જે ભાલનુંરે, ઘસાયું તું પ્રભુ સંગે;
ત્યાં તો મનશીલ લઇનેરે, કર્યું તીલક રંગે.

બહુ માસ તો વીત્યારે, બહુ બહુ સમય ગયો,
તોય મળશો એ આશારે, પ્રાણ હજી ટકીને રહ્યો.

પતિ ત્રીશ દિવસનીરે, બાંધી હું તો અવધ હવે;
આવો નહિ તો જીવ જાશેરે. ઈંદીરા એમ સીતા કહે.

(ચોથો ભાગ જુઓ.) અપૂર્ણ.

# યુરોપીય જગદ્વ્યાપી પ્રચંડ યુદ્ધ લહરી.

(અનુસંધાન બીજા ભાગના પૃષ્ઠ ૧૦૦થી)

## લાવણી.

ઠગાઇ થતાં પહેલાં ઠગને વિદુષ પ્રથમ જાણે,
ઠગાઇ થઇ કે તરત મધ્યમો તે ઠગ પીછાણે. ૪૬.

ઠગાઇ પછીથી પસ્તાઇને ક્ષુદ્ર રોય હાણે,
ઠગ બાજી જે કણુ લોભે કરી મૃદંગ સમ ગાણે. ૪૭.

અધર્મ જાણે સઉ લડવૈયા કણુ લોભે લડતા,
ટક્કર લાગતાં દડધુ ફૂટતું ઠીંકરાં થૈ કડકા. ૪૮.

કસાઇ પણ મનમાં જાણે છે કાપું છું બકરાં,
માછીઓ મચ્છી મારે પેટ કાજ પગલાં. ૪૯.

વીર પુરુષ તો વાઘને મારે તજે મચ્છી બકરી,
સુરંગથી પર્વત ઉરાડે ભાંગે નહી ઠીંકરી. ૫૦.

બળ્યું પેટ આકણુ કાજે કરી ઠગાઇ શીર નમતાં,
દશ રૂપીઆના કાજ થકી સૈન્ય નીચ પેટ ભરૂં લડતાં. ૫૧.

લુંટે ગરીબને ઘર બાળી દે લીલાં ક્ષેત્ર કણુસાં,
હાથ આવ્યું હથીયાર ગોળી કે અધર્મ ને ભરતાં ૫૨.

સાત્વીક શુરને હસ્ત ચઢે જો શસ્ત્ર અસ્ત્ર મ્હોતાં,
રક્ષણ સારૂં માત્ર વાપરે થાય ન ખુન ખોટાં. ૫૩.

ટ્રેંચ બાણુને ભાલા ભચકે બોંબ રીવોલ્વર ગન્સ,
છુટે અવાજ રહીત છુપી તોપો ફુટે સૈન્યનો અંત, ૫૪.

જલાશયોનાં દ્વાર ખોઇને વાયરલેશ જે યંત્ર,
પેરીસ્કોપ ટેલીસ્કોપ કીલ્લા બાંધ્યા કરીને ખંત. ૫૫.

રાત્ર દિવસ ત્રણ ત્રણ ચોકીઓ ગુપ્ત ચાર નીશાન,
લડાઈ મ્હોટા રાક્ષસનું પેટ થાય અબજો નુકસાન. ૫૬

અડતાળીસ અબજ રૂપીઆનો ખરચ થશે ભણાય,
સાત રાજ્ય ઝુઝે છે રણમાં અંત હજી ન લહાય. ૫૭

લંડનને નીત દોઢ કોટીનો ખરચ લડાઈની મ્હાંય,
દ્વી લક્ષ હીંદી સૈન્ય સર્વ જગ માંહે છે પથરાય. ૫૮

દક્ષીણ ઉત્તર આફ્રીકાને ચીન અને ઈરાન,
ફ્રાન્સ બેલજ્યમની સરહદમાં છે ટૂંચ માપ માનપાન. ૫૯

તોપખાનું તો વીર પુરૂષના ચઢતીનું છે સ્થાન,
તેથી વિમૂખ નો વીમુખને વીમૂખ હીંદી વિમાન. ૬૦

ન્યાતી બંધનો દેશાટનની મુર્ખોની અટક,
વિદુષ વીર પટકીને જાઓ પ્રદેશમાં ઝટપટ. ૬૧

વિધર્મીને વિદેશીઓના માંસમદ્ય મકાર,
પંચતજી નીતિ શાર્ય દાખવો રાજ્ય ભકિત વિસ્તાર. ૬૨

ઉદય ઉદય છે હીંદ દેવી તુજ વખાણ વીરનાં થાય,
બોલ્યે તેવૂં પાળે એવા ઇંગ્લીશ જન સમુદાય. ૬૩

ખુટયાં કલાઈ ત્રાંબુ સીસું સુરો ખારને દ્રવ્ય,
લડાઈવીણ પણ સધ થાકશે જર્મનીને અપ સંવ્ય. ૬૪

દીવાનને પ્રધાન મુખ્ય જે ચતુરાઈનાં કામ,
સભાસદો કૌન્સીલર હીંદી હીંદમાંય છે નામ. ૬૫

સાઠ સૈનીકોનું તે રૂપ છે સૌની કંપની એક,
તે ઉપર તે કેપટન કહીએ સૈન્યતણો વીવેક. ૬૬

હજારની તો રેજીમેન્ટને બ્રીગેડ બે હજાર,
પાલક્ષે ડીવીઝન કહીએ રણ ક્ષેત્ર નીરધાર. ૬૭

વોર સેક્રેટરી કીચનર મ્હોટો જનરલરણ રચનાર,
એડીકાંગ કરનલનું સૈન્ય નામપછી ધરનાર. ૬૮

સેચર્સો ને માનર્સો ને ઝુંડાઓ ધરનાર,
વાજાંડોળી ડાકતર સાનો સારવાર કરનાર. ૬૯

દેશીયોમાં નાયક ને વળી હવાલદારનું જોર,
એવી એવી અનેક પદવી ધારક વ્યુહનું જોર. ૭૦

કેવેલરીના સ્કોડ્રન નહીએ તોપ બેટરી નામ,
એડમીરલ તે દરીયાકેરો ઉપરીને વીમાન. ૭૧

જલાશયોનાં બાંધ કામને પુલ ટ્રેન્ચો ડીલ્લાં,
પોર્ટ અને નાકાંને નહેરો એડી કરે હલ્લા. ૭૨

તાર ટપાલને રેલ ગાડીને કોઇ ન દુરવતનો સાથ,
ગોળા ગોળી સીધું સમાન લોકરના સંગાથ. ૭૩

નિયત સ્થાનમાં નીયત રક્ષકો પ્હેરાના ભરનાર,
પેટ્રોલ દીવસ રાત્ર ચોકીએ ગુપ્ત ચર ફરનાર. ૭૪

વીવીધ વેશ ધર વીવીધ પ્રપંચે વીવીધ ઠગાઇ જાય,
સામદાનને ભેદ પ્રપંચો વડે સૈન્ય થથરાય. ૭૫

ચૌદમું રત્ન તે ધમાધમીનું કરવાને સંહાર,
દુષ્ટ દૈત્ય રાક્ષસને તાબે પ્રાણુ અર્પી કરનાર ૭૬

ચતુરંગને ચતુર્વ્યુહ તે ચતુર્લાઇન કહેવાય,
ચાર ચોકીએ વ્યુહ રચનાથી શત્રુ સાથ લડાય. ૭૭

ફ્રંટ રાઇટ ને લેફ્ટ રીઅર છે કેંદ્ર મુખ મનાય,
ઘુસી હાર તોડી વીખેરી ચોપાસે ઘેરાય. ૭૮

વિજય વિજય થાએ છે ત્હારે ગેઇન દોડી પુરૂં થાય,
ભાલા બેગ નેટ ઘોંચી ભયાભય રણ સ્થલ જીતાય. ૭૯

લોક સંગ્રહે સર્વાપાણ કરી પ્રાણ સુકૃત તે થાય,
સંતતીને સુખ કરતા ભાવીની તેના ગુણ ગવાય. ૮૦

કરે દેવ વૃષ્ટિ કુસુમની કર્મ બીજ ફળ થાય,
અક્ષય સ્વર્ગે પુજા તેહની થૈ ને કીર્તિ ભણાય. ૮૧

રાજ્ય દ્રવ્ય લોભે લડનારા તે નરકે છો જાય,
જે પર હક છીનવીને બેડી ગુસરવાને ચ્હાય. ૮૨
ગીધ કાગડા કુતરાં તેનાં શબને પીખી ખાય,
પરાજયે કુટુંબીજન દુઃખ દળદરમાં રીબાય. ૮૩
કાળ દેશને સમય આવતાં કર્મતણું ફળ હોય,
પાછળથી પસ્તાઇ ભુંડાં ભાગ્ય નીંદીને રોય. ૮૪
કુકર્મ બીજ પેરંતાં જરીએ વીચાર કંઈના કીધ,
ભુમી ગતબીજ વર્ષા એ ફુટી નીકળે નીયમ ખચીત. ૮૫
નંદઈંદિરા વીર શયનમાં વીર પડયો સોહાય,
વરે અપ્સરા ચીદ સ્વર્ગ સુખ ચીર સ્થાઇ લેવાય. ૮૬

---

## દોહરા.

વિચારશીલછો વિદ્યા નિપુણો ખંતી જરમન લોક,
અહંભાવથી બુદ્ધિવાદમાં વધારશો નહિ લોભ. ૧
બુદ્ધિવાદ જડ ભિન્ન ભિન્ન છે કોઠે કોઠે સર્વ,
અહંભાવ તો ઉંધા પટકે છોડે સઘળા ગર્વ. ૨
જડબુદ્ધિ જડ અહંભાવ છે દ્વૈત અવિદ્યા એમ,
ભેરી નાદે શ્રુતિ શાસ્ત્ર કહે છે એથી નહોયે ક્ષેમ. ૩
જો શાંતિને ચાહો તો તો વ્યકિત દેશ અભિમાન,
તજી પ્રભુને શરણે જાવો કરો નહિ ગુમાન. ૪
રજોગુણમાં દુઃખ દુઃખ છે બહુ ક્રિયા કરનાર,
સત્વગુણ વિણ શુદ્ધ ન થાયે ન્યાય નીતિ ભજનાર. ૫
પંચ કરો કે પ્રપંચને દળ બળ ફાવે નહિ લેશ,
જગમાંથી જડમૂળથી કાઢો કલીમલ દુઃખને કલેશ. ૬
પ્રભુ થાય પ્રસન્ન મોક્ષ દે મરણ પછી સુખશાંતિ,
હાય હાય કરી મરે પિશાચો તિમીર ત્રાસને ભ્રાંતિ. ૭

દીવ્ય કર્મનો દેવયાનને દાન કર્મ પિતૃ યાન,
પાપકર્મનું ઘોર નર્કફળ પથને છે યમયાન. ૮
સુન્નાં ખૂટયાં, નાણુા ખૂટયાં ખૂટયાં અન્ન વ્યાપાર,
તાંબા ખૂટયાં, ધાતુ ખૂટયાં, રણે મુવા તોખાર. ૯
ચાર પાસથી ઘેરાયા છો કરો કરો વીચાર,
દારૂ ગોળા ખૂટયા તથાપિ મિથ્યા જય પોકાર. ૧૦
લોન કાઢી શીદ ચકડી મારો ભવિષ્યના સુપૂત્ર,
સદા જર્મનીને શીર દેવૂં નહી ચાલે ઘરસૂત્ર. ૧૧
ચગદી મારો ભવિષ્યના જન ઉદય પછી કયમ થાય,
ત્રીસ લાખ રંડાઈ સ્ત્રીઓ તોય ન સમજી જાય. ૧૨
જન્મ થતાં શીશુના પદકરને કાપી નાંખો કેમ,
લોન બેંકની થાપણુ હોઈયાં કરો ન રાખી રેમ. ૧૩
ખોટ નથી કંઈ ઇંગ્લીશ જેવી દેવાળું નીકળે,
રૈયતના નાણુાંની જપ્તી કરતાં સુખ ન મળે. ૧૪

---

## લાવણી.

દગાખોર જર્મનની ટ્રંચો ભુલ ભુલામણીની,
અભીમન્યુના ચક્રાવાસમ કરે બહુ હાની. ૧
ખાઈ ઉપર તો ઘાસ ઉગાવ્યાં પડે સ્વાર ઘોડા,
ન્હાસાન્હાસ જૂઠી જુઠી કરીને ઉપર બોંબ ફોડયા. ૨
લાંચ આપતા છુપા જાસુસો લલચાવે રાજ્યો,
તટસ્થને લેવાનીજ પક્ષે કયશર નૃપ રાચ્યો. ૩
ત્રીપુટી સામે ત્રીપુટી કરવા ટર્કીને ફોડે,
સુએઝ આરબ ઈરાન ઇજીપ્ટ લલચાવે હોડે. ૪
શૂં સરવે સમ્રાટ થવાની લોભી લાલચદે,
સામગ્રી નેતાધન આપી સ્વતંત્રતા ચગદે. ૫

વીસલાખ સૈનીક સગડાયા ઘાયલ કર્દીને મૃત,
ઘેરાયા દરીયાને ભૂપર તોપણ નથી સમજ. ૬

ઇશ્વરની ઇચ્છા છે એવી સ્વતંત્ર સઘળા થાય,
શ્રેણીપર શ્રેણીથી સુખમાં સાર્વ ભૌમની સ્હાય. ૭

અનેકના વ્યાપારો છુંદી કદી ન કોઇ થાય,
તેથી જર્મનને પ્રભૂ નીચા નાંખે એમ જણાય. ૮

ભીમ રાજયના ન્યાયી પક્ષે ભૂમંડલ પ્રભુ સ્હાય,
સ્વતંત્રતા દેવીના કરમાં વિજયી ધ્વજ દેખાય, ૯

સુરંગ સ્ફોટક ટ્રેંચ અને નીધી જળમાં બહુ નાંખી,
સબમરીનો ઉરાડી નાંખે ડ્રેડનોટ મ્હોટી. ૧૦

હજાર ગનબોટો બ્રીટીશની ચુકાવી છ ગનબોટ,
આવી અચાનક ધુમ્મસ કેરો લાભ લઇ કરી દોટ. ૧૧

હાર્ટપૂલને સ્કારબરોને વીટબીને રેટકાર,
ગામ ઉપર બોંબો ફેંકીને ન્હાસી ગઇ તે વાર. ૧૨

જેમ એમ્ડને મદ્રાસે જઇ ગોળા ફેંકયા તેમ,
જાનમાલની કરી ખરાબી નાઠા કૂશળક્ષેમ. ૧૩

જોર નથી લડવાનું ત્યારે કરે બહુ હેરાન,
આગબોટને ડૂબાડી દરીયે કીધાં બહુ નુકસાન. ૧૪

ઉડે ગગનમાં ઝેપલીનને લૈ બાણો બોંબ વિમાન,
નાંખે ઉંઘતા પર ઘરમાં જે જેને નહી કંઇ ભાન. ૧૫

રાતે દીવા કરે નહીં ને સડકે કોઇ ન જાય,
તોપ શબ્દ સુણતાં લોકોને ચેતાવ્યો સમુદાય. ૧૬

ઉદાર દીલનાં જ્યોર્જ નૃપતિ મૃતક સૈનીકોની,
વીધવા બાળકોને પેન્શન દે કરે દૂર ગ્લાની. ૧૭

પરાક્રમીને માન આંકને જમીન એકર બેય,
આપે છે અનાજ આઠમણ પાકે ને ખાએજ. ૧૮

વંશ પરંપરા ખાય સુખે સુઇ એવા દીલ ઉદાર,
ભથ્થાં ભાષણુ તોષણુ પોષણુ ગરમ વસ્ત્ર નીરધાર. ૧૯
ફંડ, ભેટ, સાઈકલ, સ્ટીમરને આપે જે કાંઈ લોક,
તેને પ્રેમે સ્વીકારી લૈને ઘાયલ ને દે મોજ. ૨૦
કૈં પકડાયા કૈં ઘવાયા કટાયા કૈં ભૂ માંહ્ય,
બેઉ પક્ષના લડવૈયાઓ પ્રચંડ આયુધ સ્હાય. ૨૧
સરવીયા, બેલ્જયમને, રૂશીયા ફ્રાન્સ બ્રીટન ગુંથાય,
જાપાન પોર્ટુગલ મોંટીનીગ્રો પરસ્પરે છે સ્હાય. ૨૨
ઓસ્ટ્રીયા જર્મનને તુર્કી લડતા બીજી પાસ,
બ્રહ્મા વિષ્ણુ સુતા પોઢીને સરજન પાલન હાર. ૨૩
એકાદશ એ રાજ્ય રૂદ્રરૂપ સંહારક ચોપાસ,
સબમરીનને ઝેપલીનને ડ્રેડનોટ ક્રુઇઝાર. ૨૪
તોપ તારને રેલ ટ્રેંચને સ્ફોટક છે અનીવાર્ય,
અન્ન ઉનનાં વસ્ત્ર કોલર બુટ બહુ મોઘાં થાય. ૨૫
દુરથી જોઇ ટોરપીડો તે ઉરાડી ફોડે જંત્ર,
તાર વીના સંદેશા ચાલે કાચ નળી મહા યંત્ર. ૨૬
તાંબુ સીસું કલાઈ કંટક તારો બહુ વપરાય,
સુરો ખાર ગંધક પોટાશો પીકરીક ખૂટી જાય. ૨૭
બેઉ પક્ષ અગ્નિ ડમડમની ગોળી વાપરે હાય,
દ્રીપલ એલાયન્સ ત્રીપુટી જેદી તૂટી ગઈ વીખરાય. ૨૮
પ્રકૃતીની વીકૃતી થઇ ગઇ છે એક રૂદ્ર હરખાય,
રુદ્ર શકિત સંહારક સઘળે નાશ કરે અનીવાર્ય. ૨૯
અરે ઇશ કંઇ દયા લાવીને કરજે તે ઉપાય,
નંદ ઇંદીરા સદ્ ચીત શાંતી ધન ધંધા પથરાય. ૩૦

## લાવણી.

લંબાઇ છે લડાઇ આ તો એકાદશ રાજ્યો;
લડે સામ સામે વીજ વાદળ જાણે ઘન ગાજ્યો. ૧

ત્રણુસેં મૈલ પશ્ચિમમાં પૂર્વે બસેં મૈલ સૂધી;
ફેલાયાં લશ્કર લીટીમાં દાટી દાટી ખૂંટી. ૨

જગની વસ્તીમાંથી ઉતરી અરધી આ જંગે;
નવૂં વર્ષ ખ્રીસ્તી ઓગણીસ્સે પંદર નવ રંગે. ૩

તુર્ક, જર્મનો, ઓસ્ટ્રીયન તે થયા એક પક્ષે;
રૂશીયા, ફ્રાન્સ, ઈંગ્લાંડ, બેલજ્યમ સરવીયા લક્ષે. ૪

જાપાન મોર્ટીનીગ્રો કેરાં સૈન્ય પોર્ચ્યુગલના;
બીજી પાસ લડવાને ઉભા વીવીધ વ્યૂહ રચના. ૫

હીંદ તણી વસ્તી બહુ મોટી તો પણ પેટામાં;
બ્રીટીશની તે સગાઇ ગણુતાં સંસ્થાની પણ ત્યાં. ૬

ત્રીસ હજાર સૈનીક સંસ્થાની હીંદી લક્ષ બે છે;
વીમાન, નૌકા, જમીનપરનાં સૈન્ય લડી રહે છે. ૭

કૂંવારા કૂંવરીઓ બહુ વિધવા ઈંગ્લાંડે;
ફ્રાન્સતણી વસ્તી ઘટી ચાલી *વ્યસન જંગ માંડે. ૮

---

*રાજ્યતંત્ર કૃત્રિમોએ હંસપ્રધાન અને કાકપ્રધાનની પંચતંત્રમાં વાત છે તે પ્રમાણે અહંભાવ વધારી લાંચ રૂસવત અને તોપગોળા આપી, ગુપ્તચરો વડે પોતપોતાનો પક્ષ વધારવા બીજા રાજાઓને પણુ યુદ્ધમાં પોતાના પક્ષે બોલાવ્યા. આવી રીતે થીઓસોફીવાળા જે પ્રમાણે પરસનલ ગૉડ એટલે શરીર ધારી શકે એવા સગુણ બ્રહ્મને માનવાની ના પાડે છે તે પ્રમાણે રાજ્ય કૃત્રિમોએ ઈશ્વરને પડીકામાં બાંધી ઉંચો મુકયો. અને મનુષ્યોની ખુવારી કરી. એવું જણાય છે, ઇશ્વર અથવા કુદરત જેને કહે છે તેની ઇચ્છા વગર આટલા બધાં મનુષ્યોની કતલ થઇ સુખ સમૃદ્ધિ વધારવાને બદલે મનુષ્યજાતિ અને તેમના સુખ સમૃદ્ધિના સાધન તોપ ગોળાના જોરે નાશ કરવા પ્રવૃત્ત થવું એ કુબુદ્ધિ નહિ તો બીજું શું કહેવાય? પરસનલ ગૉડ વિષે થીઓસોફી

કસાઈ કરમાં ગૌ બકરાં ને મરઘાં ચઢતાં જેમ;
કાળચક્રમાં જમને ઘેર ત્યમ પીસાય સૈનીક તેમ. ૯

ખુટ્યાં અવનીમાંથી સ્ફ્રેટકના ક્ષાર અને ગંધક;
રાત્ર દિવસ તોપો સુરંગો પુટે લડે બે પક્ષ. ૧૦

ત્રણ ત્રણ ફીટ પડે બર્ફ ઉપરથી જમીન ઢંકાઈ જાય;
વાવાઝરડાં ધુમસ ધારા જળની ઠરી ઠરી હાય. ૧૧

કાદવ કચરો અને પાણી તે ટ્રેંચ માંય ભરાય;
તાપે તાપણા વુલન પ્હેરે તો પણ ઠંડી ન જાય. ૧૨

તાંબા, સીસાં, લોઢાં. નીકલ, કલાઈ મોંઘી થાય;
ઘઉં ઘાસ ચણાના ભાવો વધ્યા ચઢી બહુ જાય. ૧૩

હાય હાય આ લડાઈ કયારે બંધ પ્રભુજી થાય;
મોંઘવારી તો દીન દીન વાધે મોંઘુ કયમ લેવાય. ૧૪

વેપારીને ખોટ ગઈ ને વ્હાણો ફૂટી જાય;
રોજી ધંધા કમાઈ ઘટી તે ગરીબ કયાંથી ખાય. ૧૫

હારી હાંફે જરમન કયસર મમત ના મુકાય;
અજય લોભને મમત વધતો વધતો રોજે જાય. ૧૬

ઇંગ્રેજી ત્રીપુટીને ભાંગી શસ્ત્ર સૈન્ય બળ થાય;
ન્યાય નીતીને નીયમ સત્યનું જોર ભાંગી ઝટ જાય. ૧૭

નીતિ નિયમ જાળવવા કેવી ખંત ધટે બ્રીટન્ન;
કીચનરે ચેતાવ્યા સોલજર નીતિ એ મ્હોટું ધન્ન. ૧૮

---

માનનારાઓને અમે સવાલ પૂછીએ છીએ કે તમે જે જીવ છો તે પરસનલ છો કે નથી ? અને તે તત્વમસિ એ વાકયવડે જો તમે બ્રહ્મસ્વરૂપ છો તો "પરસનલ" છો કે નહિ. એનો ખુલાસો કોઈ કરશે ? અમારી તરફેણમાં તો અમારૂં વેદાંત દર્શન જે સટીક છે તે સગુણ બ્રહ્મનું પ્રતિપાદક પુરાવો આપે છે.

ફ્રેંચ લેડીઓ લલચાવે તો દૃઢ કરજો નીજ મન્ન;
વીર્યહીન રોગે રીબાયો તે શું ઝીતશે જંગ ૧૯

લુંટ ફાટ કરવી નહી કોઇએ વીરત્વ ના કહેવાય;
ગરીબ પર કરી દયા સહાયને અર્થે સૈનીક જાય. ૨૦

લખી રાખજો રોજ નીશીમા સૈનીક બ્હાદુરભાઇ;
રખે વીર ભુલાવો ખાતા લેડીથી લલચાઇ. ૨૧

પતીવ્રતા જે નારી તેના રક્ષણ કાજે ગુપ્ત;
ચાહ રાખી રક્ષણ આપીશું પેનશન દૈને સુખ. ૨૨

રજપુતો જાતા નીજ નારી મારી લડવા સૂર;
તે કુર નીતિ તજી સુનીતિ આ છે બ્રીટન ઊર. ૨૩

નહીં નડે દુષ્ટો નારીઓ (ને) લલચાવી કોઇ જાર,
હમે રક્ષણો કરશું જ્યાં સુધી તમો લડો છો બ્હાર. ૨૪

લેણદારો નહીં દમે ને પોષણોનો સહુ ભાર,
બાલ બાલુંડા પતિવૃતાનો ખરચ આપી આ વાર. ૨૫

જ્યોર્જ પાંચમાં રવી તપે છે પોષણ તોષણ કાર,
પ્રજા પાળવા કર્તવ્યે રત નીતી માન ઉદાર, ૨૬

સ્વતંત્રતાને ન્યાયની ખાતર ઇશ્વરનો એ અંશ,
નિર્બળ ને પીડે નહીં સબળો તેની ખાતર જંગ. ૨૭

રાજ્યલોભ કે નથી ધનલોભજ સ્વતંત્ર સમતા કાજ,
રક્ષણ નીતિ સ્વીકારી સામા થયા સર્વને કાજ. ૨૮

સૈન્ય અને બળજોરી માને જર્મન નીતિ પ્રજા,
વિનાશ ભયથી વશ કરવાને ઝટ ઉઠાવ્યો જંગ. ૨૯

રામ અને રાવણથી વાધ્યો વીગ્રહ આજે હાલ,
સન ઇસ્વી ઓગણીસે ને પંદર વીશે નૃપાલ. ૩૦

જર્મનીની દશ દીશે ઘેરો અષ્ટ રાજ્ય ઉભરાય,
સાગર પૃથ્વી પરથી નાશી જર્મન નૌ છુપાય. ૩૧

કીલની ખાડી કીલ્લા નીચે, રક્ષણ લૈને હાલ.
એકાદશ વ્હાણો સ્થળ અન્યે, ડુબ્યાં જઈ પાતાળ. ૩૨

વીમાન ફેંકે બોંબ ઉપરથી, જર્મની નહિ ગભરાય;
મીયાં પડયા પણ તંગડી ઉંચી. કરી કરી હરખાય. ૩૩

વિનાશ કાળે વીપરીત બુધ્ધિ, એ કહેવત પરમાણુ,
ટ્રેંચ ખોદીને પડયા પડયા પણ કરે મનુજની હાણુ. ૩૪

મહાભારતનું યુદ્ધ અને વળી. તીર કામઠા બાણુ,
બોંબ ટોરપીડો વીમાનો, મુકાબલે દો ધ્યાન. ૩૫

ડ્રેડનોટ કે મશીન ગન હતી નહિ તે વાર,
રામ અશ્વરથ વીના લડયા છે પદાતી લૈ જે વાર. ૩૬

ઋષિ મુનીના મંત્રીત અસ્ત્રો, હાલ ન માને કોઈ,
સર્પ બ્રહ્મ ગરૂડ વાયુના ગયાં કયાંહ ડુબી ખોઈ. ૩૭

ગપ ગોળા એ પુરાણુના કે—છે સાચા એ મંત્ર
આજ કાલના લોક ન માને, કથા એવી જે દંત; ૩૮

ઓ ઈશ્વર છે આભ વિનાશી, ફાટયું છે જગમાંય,
શાંતિ પ્રશાંતિ સજ્જન ચ્હાએ, સ્તુતિ તાહરી ગાય. ૩૯

નંદ ઇંદિરા અજ્ઞ પ્રજ્ઞનો જાણે શું વિચાર,
કાળ કર્મનું ચક્ર હાથમાં એવો તું કીરતાર ૪૦

## પોલાંડમાં યુદ્ધ.

જુલમ માંડયો જર્મન શાહે, પોલાન્ડે ઝીતી,
ક્રૂરપણાની અવધિ આતો, બળી રાજ્ય નીતિ. ૧
દરીયામાં નહિ ફાવ્યા એ તો, ટરકી ને ફોડી,
ડાર્ડેનલ્સને સુએજ માંહે, લડાઈ છે મ્હોટી. ૨
કોન્સ્ટેટીનોપલ પર ધસતાં મીત્ર રાજ્ય જોરે,
સ્હાય કરે પણ ફાવે નહીએ, રૂશીયન પણ તોરે. ૩
દાર્ડેનલ્સમાં ઘુસ્યા પરંતુ સાંકડી ગલીમાં સર્વ;
બ્રીટીશ ફ્રેંચ નૌકા ભાંગી ડુબી ચૌદમાંથી તો અર્ધ; ૪
પોલાંડમાં તો સાડી ચારસેં શહેર બાળી મૂક્યાં,
હજાર ચારેક ગ્રામ બાળતાં, અશસ્ત્ર જન લૂંટયા ૫
સુર જર્મને કહેર કર્યો છે. જુઓ જુઓ જગતના લોક,
બળીયાના બે ભાગ બળીતો, પીળીકાન નથી ફ્રોક. ૬
કહેવત આતો કરી દેખાડી, સાચી શત્રુએ,
ન્યાય નીતિને ઇશ્વર આઘો, મૂકયો મનુષ્યત્વ ખૂએ. ૭
રાજ ધર્મને ધર્મ યુદ્ધને, છોડી કીધા કામ,
લુંટારૂં તે સબમરીન ચાંચીયા, થયા જર્મનો આમ. ૮
બે દરીયા વચ્ચેની નીકો, કીલ્લા બંદર સર્વ,
ટ્રેંચ તારને રેલ ગાડીઓ, બાંધે પૂલ કરી ગર્વ. ૯
ખાઇ ખોદતા આગળ વધતા, ભુગર્ભમાં નહેરો,
અશ્વ પદાતી સામગ્રીને, રાખી વ્યૂહ રચતો. ૧૦
રાજસુય મ્હોટો યજ્ઞ અને આ નર યજ્ઞે રોળાય,
વીર વિદુષનો ખોડો નીકળે, પીડાય જન સમુદાય. ૧૧
દયા હીન જર્મન ટોર પીડો, તણા ખલાસી ખાર,
ઇંદિરા એ અજબ વાળેતાં, મારી બહુ વિધ માર. ૧૨

---

ધોળે દિવસે ખરે બપોરે, વીના ચેતવે માર;
મારી જન મનને ઉપજાવે, ભય તો અનેક પ્રકાર. ૧

બોંબ ટોરપીડાને ફેંકી, ડુબાડી લુસી ટેનીયા;
સાડી એકત્રીસ ટનની, યુદ્ધ નિયમ એ ક્યાં? ૨

ઉંચા મુકીને રાજ્યના લોભે, સ્વેચ્છાચારી થયા.*
તરતો મ્હેલ જળમાં ડુબાડયો, બાળ વૃધ્ધ ડુબ્યા. ૩

ખાનગી સ્ટીમર, ઉતારૂઓ બે, હજાર એકસો જ્યાંહ;
ખલાસી છશેં પાસેંટ તેના પર, હતા તેજ સુદ્ધાં. ૪

લડવા આવ્યું નોતું એવું, વેપારીનું વ્હાણ;
હતું ખાનગી તે પર અજ્ઞાની કરી હાણ. ૫

વીસ નોટની ઝડપે ચાલે, કલાક અર્ધામાંય;
છશેં અઠાવન જન તેમાંથી માત્ર ઉગર્યા ત્યાંય. ૬

બાકીના સરવે જળમાંહે, મરતા કરી હાય હાય;
ધર્મ યુદ્ધ નહિ અધર્મ એતો, હાર્યા એમ ભણાય. ૭

---

*પેઝેમીશલ પર ૧૫૦૦ તોપોનો મારો ચલાવી રસ્યનો પાસેથી ચાર કલાકમાં તેનો જર્મનીએ કબ્જો લીધો હતો.

૨ જર્મનીની અનાજ ખુટવાથી ઘાસમાંથી અન્ન બનાવ્યું છે. વ્હાણ ખુટયાથી ચાંચીયા સમાન સબમરીનો ધંધો કરે છે.

૩ અમાનુષી કૃત્યથી આગ લગાડાતી હોવાથી છાપરાપર ચાળાં કરી રાત્રે દીવા હોલવવા પડે છે. મનુષ્ય સળગી જાય એવી ગોળી વાપરે છે.

૪ ઇંગ્લંડના સર્વોત્તમ કૃત્ય ૧ ગુલામી વ્યાપાર બંધ કર્યો. ૨ ઘરડાને પેનસન આપે છે. ૩ સૈનીકોની વિધવા તથા બાળબચ્ચાંને પેનશન આપે છે. ૪ કંપનીથી વ્યાપાર કરે છે. રાજ્ય પોતે વ્યાપાર કરતું નથી. કંપની ઉપર તેની પણ દેખરેખ હોય છે. ૫ વિદ્યાને ઉત્તેજન. ૬ કોઇના ધર્મની આડે આવતો નથી.

૫ ફ્રાંન્સ જો કે સ્વતંત્રતાનું હીમાયતી છે. કળામાં સર્વોપરી છે તથાપિ વ્યભીચારી, દારૂથી ગરીબી ભોગવી વીર્યહિન રોગી પ્રજા થતી જાય છે.

અપકીર્તિ ભુમંડળમાંએ, મ્હોટી ખુવારી જાણુ;
યશસ્વી વીરતા યશ ડુબાવે, ખરે તમારી હાણુ. ૮

વકરાયો જે વાઘ અને વળી છંછેડાયો સાપ;
તેવા જર્મન થયા હવે છે, જગતને સંતાપ. ૯

વીર યશસ્વી તણી ઉપમા, તમને અઘટિત છેજ;
ક્રૂર દૈત્ય અસૂર રાક્ષસ કે કર્મ પીશાચનું એજ. ૧૦

પંચોતેર કોટી દુનિયાની, અર્ધી પ્રજા કહેવાય;
તે આજે વિગ્રહથી પીડીત લડે પડે છે હાય. ૧૧

દહોડ અબજ વસ્તી દુનિયાની, અર્ધી અલગ રહી જાણુ;
તટસ્થતા ભોગવતી દીસે, ગણે ગણીત પ્રમાણ. ૧૨

સોળ સત રણુ રેખા લાંબી, મૈલ ત્રણુ ગણી કેહ;
તેમાં બારસેં રૂશીયન રેખા, પોણી ચારસેં જેહ. ૧૩

ફ્રેંચ સાચવે નીજ ફ્રંટીયર, માત્ર ત્રીશ ઇંગ્લીશ;
બેલજ્યમ સતર મૈલ, સાચવે લડે યશસ્વી ધીરજ. ૧૪

છ લાખ ઇંગ્લીંશ એક લાખ છે, બેલજીયમ સૈન્ય બહાદુર,
ચાલીશ રૂશિયન પચીશ લાખવીર, લડે ફ્રેંચ રણશુર. ૧૫

ચોદીશથી ઘેરાયા, શત્રુ જળ પર ઇંગ્લીશ ઝાઝ,
ફ્રંટીયર પર રશીયન ફ્રેંચો, બેલજીયન ઇંગ્લીશ રાજ. ૧૬

એરોપ્લેન અતિ ઉપયોગી તે જાણે છે હીલચાલ,
શત્રુના લશ્કરના ભેદો, બતાવી દે તત્કાળ, ૧૭

ફેકટરી કપપર બોંબ ફેંકતાં, વળી સબમરીનો તેહ,
ઈંગ્લીશ ફેરી ચોકી કરતી, ફરતી દરીએ રેહ. ૧૮

ફ્રેંચ ફ્રંટીયર ડ્રાર્ડ નેલ્સને, દક્ષીણ પૂર્વમાં યુદ્ધ,
ખંડ આફ્રીકા કેમેરૂન્સમા, જર્મની સાથે યુધ્ધ. ૧૯

પેઝેમીલ્સનો મ્હોટો કીલ્લો, ફરીથી લેવા કાજ,
પંદરસે તોપો ચાર લાખ બોમ્બ, ફૈંકે જર્મન રાજ. ૨૦

એક રાતમાં ગોળા ફેંક્યા, બે લાખો ગણીને;
અચૂક ઝટકે દૂર દૂરબીનથી, ગભરાવ્યા અરીને. ૨૧

પંદરસે તોપો ચો દીસે, ગોઠવી ફોડી આમ;
પેઝે મીલ્સનો કીલ્લો ઘેર્યો, નાઠા રૂશ તમામ. ૨૨

ભૂનભ જળ પર્વત અગ્નીના, દેશ અને પરદેશ;
જર્મનીના ઝેપલીન સબમરીનો, કહેર કરે હંમેશ. ૨૩

જોય દુરબીને ઉંચે ઉડીને, લગાડી દે છે આગ;
ગભરાવે ઇંગ્લીશ ઉંઘતાપર, જોઇને બહુ લાગ. ૨૪

દીપ અને વાયરલેશથી તે, સંજ્ઞા કરી હીલચાલ;
રચે વ્યૂહ શત્રુને નીરખી, પછી કરે બેહાલ. ૨૫

એકવીશ મૈલ દૂરથી ફેંકે, બાસેંટ મણના બોંબ;
ટોરપીડો સબમરીનમાંથી, ભુલભુલામણીના ઢોંગ. ૨૬

ઇંગ્લીશ લોકે છજા છાપરે, બનાવી રેતી નાંખી;
લાગે નહીં કંઇ અસર બોંબની, બત્તી બુઝાવી રાખી. ૨૭

રાત પડી કે અંધારામાં, દેખે નહી જર્મન;
આરસેનલ કમી સેરીયેટને, ફેકટરીને રણસ્તંભ. ૨૮

મકાન મ્હોટાં સળગે નહી એ, યુકતી કરી વીચારી;
તોપ બંદુકો નીચેથી છોડી, વિમાન નાંખે તોડી. ૨૯

ઓ ઇશ્વર આ વિનાશ કાળે, વીપરીત જર્મન બુદ્ધ,
અબજ રૂપીઆ કોટી કોટીપર, પુળો મુકે કરી યુદ્ધ. ૩૦

પોટાશ શૂરો ગંધક શોધી, ખાણુ ખીણુ ભૂથી;
ભુસીર શાસ્ત્રી રસાયનીઓ, સ્ફોટક શોધી શોધી. ૩૧

કલાઈ તાંબુ લોઢું લાખો, તોપ રીવોલ્વર થાય;
બંદુક બોટો ગન ડ્રેડનોટો, વિનાશ મૃત્યુ મ્હાય. ૩૨

એજ દ્રવ્યને ધર્મ ધરીજન, સુખ પ્રગતી મ્હાંય,
જો જર્મન વાપરતાં હોય, રહે ન દુઃખ જગમાંય ૩૩

ગૌરીનાં ઘૃત પય ધન ધાન્યો,ખાઇ છાકટ પણ શુદ્ધ થાય,
વ્યભીચાર ને માંસ ખપે નહીં, પરના જીવ ના જાય. ૩૪

સદઉપયોગીએ દ્રવ્ય જ્ઞાનને, સહુને સુખ સુખ થાય,
દુરૂપયોગ તે જ્ઞાન દ્રવ્યનો, બહુમાં દુઃખ પથરાય. ૩૫

ઘનગોળા વર્સાવ્યા ક્રોડી, કીલ્લો સર કરી લીધ;
ચારતાસમાં પેઠા જર્મન, નાઠા રૂશીયન ધીટ. ૩૬

ધન્ય જર્મનો શત્રુ તથાપી, વખાણી કવીઓ રેહ;
મનુષ્યત્વ જો મુકયું ન હત તો, વીર તમોને કહેત. ૩૭

ધન્ય રસાયની ધન્ય ઝેપલીન, ધન્ય યંત્રને તંત્ર;
ધુમાડો અગ્ની સળગે ગોળી, ઘાસ માંયથી અન્ન. ૩૮

સબ મરીનો યશ આપત તમને, જો હોત સહૃદય મહંત;
કરો કર્મ ખુની ચાંચીયાંનું તેથી, ન થાઓ કીર્તિવંત. ૩૯

ધર્મ કાજ જન સંગ્રહ માટે, યુદ્ધ તેજ યશદાઇ;
વીર શયન રણ ભૂપરે કરે, પછી મુગટ ભૂપનો સ્થાઇ. ૪૦

વિજય થાયકે હાર થાય પણ, દીપે છે સરસાઈ;
શીખો રાજ્ય નીતી ઇંગ્લીશ પાસે, જશ જગમાં સુખદાઇ ૪૧

પ્રજા પ્રજાના નિયમ ન તોડો, ક્રુર કદીના થાય;
આરંભે યુદ્ધ ઉદાર મનના, તે સ્વરગે છે જાય. ૪૨

તમે લીધો નરકનો રસ્તો, હીચકારા કહેવાય;
પડયા પર જે પાટો મારે, વીર ન તે ખુની થાય. ૪૩

ઉદાર મનના ધર્મ યુદ્ધમાં, લોક સંગ્રહે વીર;
લડે રક્ષણાર્થે કહેવાયે, ઊંચા શૂર ને ધીર. ૪૪

જુવો નિતી ઈંગ્લીસ જન કેરી, જોઈ ભરે ડગલું,
થોડું ચાલે પણ ના હાલે, ઉભા ત્યાંજ મરવું. ૪૫

પ્રજા પ્રજાના નીયમ ન તોડે, દળ સ્થાને ન હાલે,
આવ્યો તેની સામા લડયા, ઉભા રહ્યા તત્ક્ષણે. ૪૬

નિર્દોષીને કદી ન મારે, તે રણવીર કહેવાય;
એ ગુણ ધારે તો જર્મન નૃપ, કદી ન ક્રુર લેખાય; ૪૭

સુએઝની કેનલ ને વળી, ઈરાનનું અખાત;
હંગરી કાર્પેથ્યન પોલાન્ડે, યુદ્ધ તણો વીસ્તાર. ૪૮

મૃગ તૃષ્ણાનું ક્ષીતીજ વધતું, વધતું વધતું જાય;
અભિમાન વિમાન ઉડે જયમ, હુંપદ હું હું મ્હાંય. ૪૯

અહંભાવ વ્યષ્ટિનો તજતાં, જયમ જયમ તમ ગુણ જાય;
પરહીત રતને પ્રભુના સમી, આવે ઉન્નતી થાય. ૫૦

કર્તવ્યો કરવા ફળ સોંપી, દેવાં પ્રભુપદ માંય;
નિરીચ્છ જે વૈરાગ્ય ત્યાગમાં, તેની ઉન્નતિ થાય. ૫૧

લોક સંગ્રહે ધર્મ યુદ્ધમાં, લડવું એ છે ધર્મ;
રાજ લોભ ધન સ્વાર્થે વઢવું, તે છે કુડું કર્મ. ૫૨

બ્રહ્મજ્ઞાન ઈશ્વરની સેવા, દેવ પીતૃ ને કાજ;
ધર્મ રક્ષકો ધર્મ યુદ્ધમાં, લડે તેજ મ્હારાજ. ૫૩

દ્રવ્ય લોભીને મળે વિજય પણ, અધર્મ તે કહેવાય;
ઘડી ભરે યશ મુગટ પ્હેરે, ભરતાં નરકે જાય. ૫૪

લોક સંગ્રહે લડે પડે તે, નક્કી સ્વર્ગે જાય;
દીર્ઘાયુ ધરી દીવ્ય શકતીને, દેવ થઈ પૂજાય. ૫૫

અગ્ની વરૂણ સમ સમદ્રષ્ટીએ, સૂર્ય સમા કહેવાય;
યોગી કે વીર ધર્મ ધારીને, જન્મ મરણ તરી જાય. ૫૬

એકક્ષણે તજી પ્રિયા પુત્રને, સમરભૂ શરને થાય;
તે યોગે એ ત્યાગી યોગીને, યોગી સમ પૂજાય. ૫૭

એ બીનાની વ્યક્ષી સરવે, પ્રાણ તજી યમ લોક;
જુએ ફરી ફરી જન્મ લે, પામે હર્ષને શોક. ૫૮

ચક્રાકારે રેંટમાળમાં; લખ ચોર્યાશી મ્હોય;
ચડે પડે છે પાપ પૂણ્યથી, નીયતીના નીમ મ્હાંય. ૫૯

નથી ગાંઠનું વાકય મ્હારૂં, શ્રુતિ સ્મૃતિની છે શાખ;
માને જે ઇશ્વરને ધર્મ, ચાલે તેવા લાખ. ૬૦

નંદ ઈંદિરા ઇશાન્ સર્વ વીદ, શીખવે * સહુ વીદ્યાય;
જ્ઞાન જ્યોતિ પ્રજ્ઞાન બ્રહ્મશીવ, ઓમ્ હૃદયગત ગાય. ૬૧

ટૂંકી ટુંકમાં કવી જન વરણે, કરી વીગત વીસ્તાર;
ધર્મ યુદ્ધમાં સદા વિજયછે, અધર્મી થાશે ખ્વાર. ૬૨

નંદ ઈંદીરા મ્હાભારતથી, વીશેષ આ મ્હા યુદ્ધ;
નથી સાંભલ્યૂં નથી દીઠૂ આ, અજબ ભૂમી જળ યુદ્ધ. ૬૩

પંચોતેર જર્મન લડવૈયા, ચાળીસ ઓસ્ટ્રીયન લાખ;
નવ તુર્કી ત્રણ ઇટાલી એવી, ગણકો ગણી દે શાખ. ૬૪

કેદ થાય ઘાયલ કે મરતા; ગુમ થઇ ન્હાસે તેહ;
પુરે ગાંબડાં નવીન સૈનીકો, તાલીમ લેતા રેહ. ૬૫

સ્રીયો મજુરી દારૂ ગોળા, બનાવતી બહુ જાય;
સારવાર ટપાલ તારને, વિવીધ યોગથી સ્હાય. ૬૬

સ્વદેશ અર્થે પ્રાણ અર્પવા, સરવે છે તયાર;
વીર વિદુષ વ્યાપારી મજુરો, સ્વાર્થ સમર્પે સાર. ૬૭

ઇસ્ટ એંડના ખપમાં આવે, વળી વીર વિદુષની નાર;
સ્વરાજને સ્વદેશ ભકતીમાં, થૈ લડવા તેયાર. ૬૮

બ્લોક સીંધું વીણ સઘળે ફરતા, ઇંગ્લીશ કેરાં બ્હાણ;
હજાર ચાર નિત આવે જાએ, દે રક્ષણ નહીં હાણ. ૬૯

જ્યોર્જ નૃપતી સિંધુંપતી છે, જળપર વરૂણ સમાન
ઉદાર નીતી રક્ષક સૌનો; જાણે શું શીરત્રાણ. ૭૦
જમીન જળપર જર્મન સત્તા, ઘેરાયો છે દેશ;
આખર થાકયાના ગાઉ છે, ક્રૂરપણું ન તજેશ. ૭૧
કીર્તીવંત વધારી કીર્તી, જ્યોર્જ નૃપતીએ;
વિચારીને ડગ ભરતાં સીંહો, હઠે ન ડગલું જે. ૭૨
સીંહ અવલોકન કરતાં, પ્રજા પ્રજા નિયમે;
લડે ધર્મે યુધ્ધ શસ્ત્રહીન, તટસ્થને ન નડે. ૭૩
જરમન જર્મન જર જર મનમાં, હડખાવા લાગ્યો;
અખીલ જગતમાં લડવા કડવા, શું કુતરો આવ્યો. ૭૪
ધુમ્ર ફેંકતા છ મૈલ દૂરથી, પાંચ લાખ માર્યા;
પેઝેમીસલ્સે રૂશીયન સૈનીક, નાઠા ને હાર્યા. ૭૫
બોસ ફ્રસને ડાર્ડનેલ્સમાં, વળી અલેકસીમાં;
જોર બતાવે જર્મન તુરકો, મીત્ર રાજ્ય સામાં. ૭૬
દીવા બુઝાવ્યા ઘરપર છાજે, રેતી પાથરી છે;
તોપણ ઝેપ્લીન બોંબ ફેંકીને, આગ લગાડી રેહ. ૭૭
જળદ્વારો ઉઘાડયાં જળ મય, રણમેદાનો કીધાં;
તાર સુરંગો વિદ્યુત મંત્રો, નાકાં તે લીધાં. ૭૮
તદપી વશ ના થાય જર્મનો, ઘેરાયા ચો દીશ;
સલાહ કરાવો દયા આણીને, કરૂણા કર જગદીશ. ૭૯
લક્ષવધી વીરોને વ્હાણો, બકરાં શમ રેસાય;
લક્ષાવધી વિધવાઓ બાળક, રડે કરે હાય હાય. ૮૦
વીર વિદુષ વીણ પૃથ્વીમાં, હે ધર્મ નીતીને ન્યાય;
નંદ ઈંદીરા શાસ્ત્ર વ્યુહને, કોનાથી શીખાય. ૮૧

( અપૂર્ણ )

# નાયિકા લહરી.

(બીજા ભાગના પૃષ્ઠ ૫૫ થી.)

## હરીણી.

વિનતિ કરતો સન્મુખે પાય લાગી રહી પડી,
અવળી ફરી જાશે સેજે સ્પર્શથી ડરીને ડરી;
નવવધુ વિશેષે ક્રોધ લજ્જા છે ફરીને ફરી,
ભમણી રમણી રામા સ્નેહ સિંધુ છે તરી.

## શાર્દૂલ.

વાયુ જ્યાં રણુ વાદ્ય વીર શુણતાં શસ્ત્રાસ્ત્ર લેતો સજી,
જોતાં તે ધરણી ઢળી પ્રિયતમા ઉઠાડતો તે તજી;
અંકે લે ગભરાટ યત્ન કરતાં શ્વાસી લીધો તે પતી,
મુગ્ધા તણા ઉરે ઢળ્યો શીર મૂકી મુર્છા ત્રિશંકુ ગતી.

## વસંતતિલકા

બીજું થયું બ્યુગલ ધીર વીરોપકારી,
જાગી કુદ્યો પ્રિય ધસી રણુ લે સ્વીકારી;
સત્યે સતીબળ જપે વળતો વિહારી,
રે પ્રેમ પ્રેમ બધી આ બલિહારી તારી.

## શાર્દૂલ વિક્રિડીત.

હાએ માર્ગ સુવાડી સજ્જન ઊંઘે ચોરો વ્યભિચારી શું,
વ્રેહે વીરિહીણી સતાવિ સતિને જે દુઃખ આપે ઘણું;
વ્હાલો પ્રાણુપતિ પ્રભાત ઉદયે છે તેજ ઝાંખું પડ્યું,
ન્હાસે શ્વાન સમો મુખે ધરિ શશી આ ચોર લઇ ખાસડું.

## શાર્દૂલ વિક્રિડીત.

મલ્કાવી મુખ પ્યારી પૂર્વ દિશમાં સુભ્રુ પ્રિયા પશ્ચિમે,
ઉભી છે રહી ઉત્તરે રિસ ધરી વિલાસિની દક્ષીણે;

આભે જોઉં ઉભી હું ધ્યાન ધરતાં પ્રિયા નીચેના ગણે,
અંતર્બાહ્ય ઉભી રહી વ્યુહરચી જ્યાં ત્યાં પ્રીયા છે રણે.

શાર્દૂલ

તેજસ્વી મુખ લાલ ગોળ રીસથી કીર્ણો ઉનાં તાપવે,
કે વેળા વળી ઠારી અમૃત અમી નેત્રે ભરી કાજળે;
સંલગ્ને દીન રાત્રિ થાય વિમુખે શૂં ઇંદુને અર્ક તે,
જોઉં શું વિરાતકે પ્રિયતમા કે ભાવ અદ્વૈત એ,

શાર્દુલ

આવંતો પતિ દૂરથી નિરખિ તે તારૂણી તલ્પે સુતી,
પીડા વ્યાજ ભરી તરી રસ નથી નિદ્રા મિશે લાજતી;
સ્પર્શે કૂચ ઉમંગ પૂર ધસતાં વાર્યાં નરે થઇ છતી,
રોમાંચો ઉઠી ચુંબને ન છુપતિ મલ્કાઇ મૂખે જતી.

દ્રુતવિલંબિત

અતિશ આકુળ આતુર ભેંટતિ,
ભુજ ભીડી અતિ ગાઢશું ચુંબતિ;
નિવીસરી વીસરી ચઢી ભાવથી,
રણ રતી વીપરીત શું દાવથી.

વસંતતિલકા.

આરક્ત ઇંદુ મુખ મ્લાનથી અશ્રુ વહે છે,
વીચારશુન્ય બની ભોંય પગે ખણે છે;
ઉનાં ઉછાળિ ઉરૂશ્વાસથી કંપિ રહે છે,
રીસાઇ કે પતિ પ્રયાણ શું સૂચવે છે.

વસંતતિલકા.

આર્યો પ્રિય રસિલી દેવ વિનોદી વ્હાલી,
કહેતાં ભરે સ્વરૂપ તદ્રુપ ભાવ મેલી,
મલ્કાય મૂખ મન પ્રેમથી રંગ રેલી,
સદ્ગુણ શું શીખવા સતિને સૃજેલી.

### શાર્દુલ.

સ્વામી શૂં સતી સ્વપ્નમાં મળીરહી તજ્યા ભુલી તાપને,
ગાજ્યો છે ઘન વીજ સાથ ગગડી ચમ્કી ઉઠી ચિત્તને;
ક્રોધે વક્ર ભ્રુવો કરી ઉંચીકુટી ભાળે દઈ હાથને,
વિરહાગ્નિ દવઝાળ વ્યાળ શયને મુર્છાવને જોબને.

× × × ×

એકાંતે રચનાં સ્વગ્રંથ તરફે થોભાવિ છે પેનને,
અંગૂલી લમણે ભ્રુવો ઉંચી કરી રોકી ગતિ નેનને;
નિર્ખી બાપ વિશે છબી રમણુની હર્ષે છુપી આવીને,
શરમે વ્યાકુળ ગાલલાલ બિડતાં સુખુ મિચે નેનને.

× × × ×

વીચારે ન વિચાર નેત્ર નિરખે તો એ ન જો એકશૂં,
વેળા વળી મંદ મંદ હસતી બોલે નહી ખિન્ન તૂં;
અંબોડો વિખરાઇ કંચૂકી તૂટી હાના કરી રીસ શું,
શું પ્રાણેશ વિદેશ હારિગ્નતીકે શૂં ભંગ રંગે હવું.

× × × ×

વિશ્વાસે કુચ હાલતાં નયન આરતી હજુ છે દિશે,
ગતિઅશ્રુ શું કાપુનાં હજુ સુધી ના પદ્મીની શું રીસે;
મલકાઇ વદની અહં અમસતું પીયું શું રંગે હસે,
જોઇ વાટડી થાકી કારણ પતી દાખે ન બોલી રસે.

### માલીનિ.

પતિવ્રત તપકીર્તી કાંતીકીર્ણો મુખેથી,
પ્રસરી ઠરી પ્રભાતે ઠારીદે શુદ્ધ સ્નેહથી;
સુખદ તુજ સમી શું અંતરે દ્વેષ તેથી,
કલુષિત ક્ષયરોગી ચંદ્ર ન્હાસે દુઃખેથી.

### હરિગીત.

ઉભો હતો સુજમિત્ર સાથે વાત કહિ વિનોદમાં,
ઉંચી બારીએથી વીજ ચમકી સરરપેઠી હૃદયમાં;
મલ્કાવી મુખ તિરછી કરી નયને પુરે ભરિ સ્નેહમાં,
મારી મને ઘા ચંદ્રવદનની છુપી ગઈ રસ ખાણુમાં.

## શીખરિણી.

એહવું બોલીને રસિકરસિલી હે સૂતિ આંખ મિચીને,
કરી નિદ્રા વ્યાજે, શયન સમય પર્યંકરચિને;
ચુમિલેતાં સ્પર્શે સ્તન ફરકતાં રોમખિલીને,
મહે મુગ્ધા માગે ઉલટ વધતાં ભેટિ ભુલિને.
× × × ×
પૂનેમ ચંદા શું ભવકીરણ સંધ્યા સમયમાં,
સજી સોળે શોભે ગુણભરી અલંકાર પુલના;
ખિલી રોમે રોમે મદન મનવાડી હરખમાં,
ઉંચે ઉંચે ચાલી શશીસમ રસપૂરે રસધિમાં.

## કલ્યાણ.

( તે મુખ તે દંત જેવું એ રાહ )

ભાવે ભેટીશ મદન મસ્ત ભેટું પ્રિયાને. ટેક.
આવે અલબેલડી મંદ મંદ ચાલી,
કોમલ બે કર રસીલી પ્રસારી. ભાવે ૧.
ઢાળ્યાં નીચે નેત્ર લજ્જીત પ્રેમે,
રસીલાનો સમય ઉત્સવ પ્રેરીને. ભાવે ૨.
રૂપદીધું જે અલૌકીક પ્રભુએ,
સફળ કરૂં પૂણ્ય ભોગ લઇને. ભાવે ૩.
ગંભીર ગુણશીલ સત્ય ભરીને,
જ્ઞાન વિજ્ઞાને વૈદેહી ધરીને. ભાવે ૪.
પદ્મીની પદ્મ પરાગ ખીલીને,
રસભરી રસમય રામા રમાડીને. ભાવે ૫.
ઇંદીરા આનંદ ટહુકે કોયલડી,
ગુન ઊંચાં કાવ્ય તારે તરીને. ભાવે ૬.

(હુકમ ચલત રામચંદ્ર—એ રાહ.)

મંદ મધુર રસીક ગાન પદ્મીનીનું ન્યારૂં,
સ્મિત વદન દંતકરણુ રૂચીર પંકતી ચારૂ. મંદ ૧

વક્ર શશી વક્રત્ર રક્ત ક્ષીતીજમાં શું પ્યારૂં,
પૂર્ણ વર્ણી પાશું હૃદય ભરતિમાં વધાર્યું. મંદ ૨

ધીરવીર ઢળી પડયા છે રાગીને વૈરાગી,
અકળ અજલ અગ્નિજ્યોત મદન મદથી જાગી. મંદ ૩

ગંભીરતા તજે ન નયન નિર્વિકાર યોગે,
સુખ સમાધી સંયમે રહી અવર જનના ભોગે. મંદ ૪

પદ્મના કરણુ પત્ર ગંધથી સુભાગી,
રસીક ભ્રમર ધાઈ ધાઈ ગગન રહ્યું ગાજી. મંદ ૫

ન્હાસી ગયાં મીન મૃગનાં નયન છેક લાજી,
નિર્વિકાર પદ્મિનીનાં નેત્ર નીરખી હાઝી. મંદ ૬

## ચિત્રિણીસ્ત્રી

### દોહરા.

ચંચલ તનમન ચેતની ચલીત નેન વિકાર,
ચપલા ચમકે વ્યોમમાં ચંપેલી સુકુમાર;

ગાલ ગુલાબી રંગની વીલાસીની વસ થાય,
ગાનતાન રતિ પ્રીતિ અતિ પ્રીયકર સુખ સહાય.

ઘાયલ કરતી જાયને પ્રબલ કટાક્ષે જોય,
ભોગી ભોગ વિલાસીની ચતુરા ચિંતી મ્હોય;

પતી વૃતાને સાધવી ચળાવશે વિકાર,
રક્ષણુ શીક્ષણુ આપવાં નહીં તો ચળશે નાર.

### સોરઠ મલ્હાર

કન્યકા ઉગતી કળી પ્રીતની ગળી કન્ય૦ ટેક
મનમાં હળવું ગમે પણ મલપતી પણ ન મળી. કન્ય૦ ૧
છુપી છુપી જોય છે. નયનથી છાની નાથ શું નેહેળી. કન્ય૦ ૨
તે મુખ નાથે હસતાં હસતાં રમવાને ભય પળી. કન્ય૦ ૩

### ચીત્રીણી રોષ.

ભૂજંગી.

શુણ્યો શબ્દ પીયુ તણો પારખ્યો છે,
ખીલી હર્ષમાં ઉભરે ઉલટે છે;
ઉમંગે ઉઠી હું મળું એમ જોસે,
પરંતુ ફરી બેઠી ધારીજ રોષે.

### ચીત્રીણી. ક્રોધ માલિની.

વીરસ વદન પેલો આમને તેમ જોએ,
પણ નવ નીજ નારી ધામમાં કયાં હીં હોએ;
પછી કરી પડદાને દૂર પલંગ જોતાં;
ઝટ નીરખી નીજનારી ઊંઘતી આમ મ્હોતાં

### તોટક.

ન નીરાંત પુરો વિશ્વાસ કરો, ત્યમ નેન કુપાત્ર સુપાત્ર ધરો;
પુર પ્રેમ સદા અતિ શુધ્ધ વરો, ગુણુ રાજસ કામ વિકાર બુરો.

### વસંતતિલકા

ભોળી ભૂલે છે મદને વિકારે, માટે સજ્જને કરવો વિચારે,
તેને અવિશ્વાસ ન લેશ કર્યો, વિશ્વાસ ના પૂર્ણ કદાજ ધર્યો.

× × ×

સહુ દેવ ગંધર્વની નાર કહીએ, સુખે ઈંદ્ર ઈંદ્રાણીની જોડલીએ;
ગુણી ગાનતાને વિલાસી વડીએ, કવીંદ્રો સુકાવ્યે કહે ચીત્રીણી એ.

## કવીત.

પીયૂ પ્રાણુ આવ્યો જોઇ દોડીને સંતાઈ ગઇ,
બારણાની પાછળ તે રહી ટકટક જોઇ;
આજુબાજુ હાંફલો તે જોય પ્રાણપ્યારી કયાંહ,
ખોળતાં સુંદરી સતિ જડી નહીં ઘરમાં.
સખી સજનીની પાસ ગઇ પડોશમાં ધારી,
હસી હસી રીઝે પ્યારી અતિ ઉમળકે ભરી;
બ્હાર જવા જાય જયાંહાં હાઉ કરી બાઝી ત્યાંહાં,
ચુમિ લાગી ગાલ લાલ રમણુ સુરંગમાં.

### તોટક—

ઝબુકે જયમવીજ ગગંન વિશે અતી ચંચલ તનને મન દીશે,
ન ઠરે પગલોંય ઉડે શું પરી, મૃગ તેણીની ચંચલ આંખ શૂરી. ૧

### વસંત—

ભૃભંગ ચાપ ચઢાવી બહુ વેગ ધારી, આકર્ણનેત્ર મૃગમીન કટાક્ષ મારી;
મુકે છબાણનીજ નાથ શું ઘાવકારી, કામે ધુરામદન ઉત્સુક એવી નારી ૨

### તોટક—

ઘડીમાં બહુ માન ધરે રીસમાં, ઘડીમાં મૂકી માન રમે પ્રીતમાં;
બહુ નાજુક ભોગ વિલાસ ચહે, નીત નીત ઉમંગથી રાજી રહે ૩

### ઈંદ્રવ્રજા—

ઉછાંછળી બોલતી કાલું કાલું, લાગે પ્રિયાનું મુખ ઘેલું વ્હાલું;
લાડે લડેને મીટી મારી ચાલે, રંગીલી રંગે રસમાંહ્ય મ્હાલે. ૪

### માલીની:—

લટક લટક છંદે કુંડલો ડોલતાં છે,
સુખદ સરસ કંઠે શ્વેત મોતી છડા છે;
કઠીણ કુચ સુપેરૂ કંચુકીમાં છુપે છે,
લલીત લીલી સુસાડી લાલને મોહીરે છે. ૫

× × × × ×

હસીત વદન ચંદ્રે લંબગોળા કરતી છે,
કૃશ તનુ શુભ ગામી કોમલાંગી ભલી છે;
રૂમક ઝુમક કર્તી ચંચળા ચારૂ એવી,
રમતી હસતી નાચે ચિત્રીણી ચીત્ર જેવી. ૬

× × × × ×

ઉડી ઉડી ઉડી લાગે કંઠમાં પ્રેમ ઘેલી,
મદભર મધુરી શું વૃક્ષ વિંટાઇ વેલી;
ચુમી કરિ ઉંચી દાઢી વાંકી નેત્રે જુએ છે,
નિજ પતિ મુખ જોતાં ભાન ભોળી ભુલે છે; ૭

ઠગે હસ્તીની રૂપ મ્હોમાંય પેલો, ધિમે ચૂમિ લે હર્ષમાં હસ્તો ઘેલો;
ખસેડી લીધો ગાલ અડધો ચુમેલો, ઊઠી રોષમાં ભ્રુચઢાવી જીતેલો.

× × × × ×

કમાનો ચઢાવી ભૂવે ભંગ પાતાં, શકે બાણુ નયનોથી કાઢયાંજ રાતાં,
મહા કોપથી વક્ર ભ્રકૂટીજ સ્હોચે, પતી હાંફલો ફાંફલો આમ જોએ,

× × × × ×

કહે પેટ પંપાળી ને ભૂખ લાગી, પ્રીયા ચાલ વ્હેલી મને વાર લાગી;
અહો ભીડ શી આજ રે તે સભામાં, ખુબી પંડીતોની શું કૈં બોલવામાં.

× × × × ×

પતી આમને તેમ ફીકૂં વદે છે, પ્રીયા કાન તેને ન કાંઇ ધરે છે;
ખરે ચીત્રીણી ચીત્ર કવિ કલ્પી કહે છે, ચીતારા બધા ચીત્રકાડી દીએ છે.

દાદરો—મલ્હાર રૂમઝુમ બરસે બાદરવા.

ઘનઘોર ઘટા નીશી કાળિ વળી, છુપિ છલકાતી મદ પૂર ચળી,
આ અભીસારીકા સમ વાદળી, કર પસારી નજ પ્રીય ભેટી હળી.

ચોકીદાર પાડી બુમ ચમકાવે ત્યમ તડીત તડાકે ભડકાવે,
વિંધે કટાક્ષ કરી ત્યમ છે વીજળી, નહીં વ્યથા વિરહીનિ કાંઇ કળી.

ઝરે ઝુકી ઝુકી નમી નીચી વાદળી, રસ પૂર શૂર સખી સૂતી ઢળી,
કેલિકેલિ નદી રસરેલી શું એ, ઇંદીરા સીંધુ પર બ્રહ્મ પદે.

## ભેરવી.

ખીલી શરદ ચંદ્રીકા ચીત્ત હરે;
વૃદ્ધ પતી સહિત યુવનાર ફરે. ખીલી ૧.

દેખી દૂર આશક પ્રીતને ન ભરે;
તેહચો પાસ કરી કરસાન ખરે. ખીલી ૨.

વધી કામ પીડા પણ કહો શું કરે;
પડી ગઈ ચત્તી મુરછાથી અરે. ખીલી ૩.

આવ્યો ધાઈ આશક પકડી ઉચરે;
લાવો લાવો કાકા જળ નાર મરે. ખીલી ૪.

ગયો દૂર એટલે હરખી ઠરે;
ઈંદિરા ભારી ઝીટી રંગભરે. ખીલી ૫.

## શ્વેતાભિસારીકા.

(મધ્યા, અધીરા, નાયીકા, પરકીયા, ચીત્રીણી અથવા હસ્તીની)

ગરબે રમવાને ગૌરી નીસર્યાં રે લોલ. અથવા
ઘુમે ઘુમે શામાને શામ, તે પર જાવું વારીરે.—એ રાગ ટેક

### ૧ રાસડો.

ખીલી શરદ પૂનેમ ચંદ્રની ચંદ્રિકારે લોલ,
રંગીલી ચકોરી ચતુર વામ પૂર કામ, વિરહ વિસરી રે. લોલ.

ધાઈ ધાઈ ધસી છે નાર મનોહર પ્યારી રે,
પેર્યાં પેર્યાં અંબર શ્વેતમાળ મુક્ત ફૂળ ધારી રે. રંગીન ૧.

શોભે શોભે યોવન વન વાડી, મીટી મારી ધાડી રે,
ચુમે ચુમે અધર પડી ખાડી, રસેલડી લાડીરે. રંગીન ૨.

ચલકી ઠારે બરફનાં ગાત્ર, હૃદય પર હૃદયે રે,
મધ્યે આવ્યા કળી સમકાળા ભમર ચગદાયા રે. રંગીન ૩.

ઘુમે ઘુમે લપેટી અંગ, પ્રીતમ પરસંગેરે,
હીમ ઉછળે જંગે, ઈંદિરા ઉમંગે રે. રંગીન ૪.

## દોહરા.

માંડે ઘર નહીં સ્વાર્થથી સાંગળ્યું ના જોડાણ;
બંધ લાજને ધર્મ નહીં પુત્ર પરાઈથી જાણ. ૧

સ્વચ્છંદી પ્રીતિ ઉડી રંગ ગુલાબી જાય;
કાચ ફુટયો કે થઇ ચુકયું ફરીથી નહીં જોડાય. ૨

વલણ— તજ ઇંદિરા પરકીય પ્રીતિ ભૂંડી
ચળકે બ્હાર ન તોએ ઘરની રૂડી, (ધ્રુવપદ)

સ્વભાવીક છે સત્યના વ્યભીચાર ને દોષ;
નિર્મળ ઉજ્જવલ પ્રેમમાં મૃગ જેવો ઓપ. તજ. ૩

તૃષા છીપે નહી તૃપ્તિ ના રહે શોષ ને શોષ;
વિપદ ધર્મનું કર્મ કે, મોહ મદન મદ જોસ. તજ. ૪

## કુલટા નાયિકા.

### લાવણી

(એક આંખમાં શ્રાવણ વરસે, અન્ય આંખમાં ભાદરવો એ રાહ)

જાર કર્મને જાળવવાને, પ્રપંચ વીધ વીધને રચતી;
સ્હૌની વ્હાલી સૌથી કાલી, સ્હૌને તાળી દે લચતી; ૧

હાસ્ય વદનથી ભાવ બતાવે, મનમાં તો મોટી પાળી;
છળકપટ જુઠ ચોરી કરતી, વિષયી જનોને દેતાળી. ૨

ખાય ખવાડે, સૌને ધવાડે, ઉપલક પ્યાર ઉડાવી;
જોઇ લાગ પર ઘરમાં ઘુશીને, ભેટી જાય ઝટ કકડાવી. ૩

વાતે ચઢે ને સફાઇ કુટવા, મંડી પડે છે વાચાળી;
અનાજ સડી કીલ્લાં ઉભરાયે, જુવે ન કૈં જરી ભાળી. ૪

ઘર ધંધામાં ચીત્ત ન ઠરતું, કંથ વાસીદું રેહ વાળી;
યાર કાજ પથરાવિ તળાઈ, નાથ કને નેહ દે તાળી. ૫

ધુપેલ છે કપાળને વાળ તે, આછા મસ્તક તાલ દીસે;
બીનકી અંજન ખંજન લાલી, દાખવે ક્ષત ઘુંદી ગાલ વિશે. ૬

વિવિધ ધ્વનિ ખોખારા કરતી, સાદ બોલ સમજાય નહિ,
કુતરા કાક કોયલની વાણી, મુખથી ટહુકારા ભરતી. ૭
દ્વિઅર્થી વાણીઓ બોલે અલંકાર વિવિધ રસને જાણી,
કુળ માર્ગ ત્યજાના પાપની ખુલ્લી, છવાઈ મુખપર નીશાની. ૮
ત્યજી દીધેલી પરણ્યાએ જે, જેની આજ્ઞા નવ માની;
ક્રોધ રીસ મેંણાથી વિધે, નિંદા કરતી પરણ્યાની. ૯
હસતી હસતી ચાલે હસ્તિની, ફેંકતી કામ શર સાન કરી;
ફકડ નરને જોઇ વીંધી લે, નાથ નીરખતાં જાય ડરી. ૧૦
મહા મોહની જાળ વીશે નર, પકડી સંભોગે રમતી;
બપોર સાંજ સવાર નિશા મધ્ય, અંધકારમાં રેહ ફરતી ૧૧
પકડાઈ તો ત્રેખળ માંડે, સગાં કંથ આગળ સતી,
કોઈ ભલાપર તોહમત મૂકીને, છુપી સાન કરી મન હસતી. ૧૨
પરમીયાને ટાંકી સડેલી, ખંજવાળ સત રોગ થકી,
ટાપટીપ બ્હો સફાઇ રાખી, ઠગે કામીજન છેક છકી. ૧૩
ગ્રહીણીનું એ નામ ડુબાવી, મ્હોડી આશક શું માશુકડી,
નંદ ઇંદિરા ચરસ ઘણો સંભોગ ભોગી ભૂજંગી વડી. ૧૪

## દોહરા.

ચાર તણે મન કૂલટા કૂલટાને મન જાર;
ગણે શિષ્યવત્ મન્નથી પશુસમ કામ વિકાર. ૧

લેશ પ્રેમનો નાહીં ઠગ કુલક્ષણા વેશ્યા નાર;
વ્યભિચાર દુઃખદ અતિ પ્રેમ વિના નીરસાર. ૨

કોઇ પ્રકારે બંધના નહિં સ્વાર્થ જોડાણ;
ઘર માડે નહી સંતતી સુખ જારીમાં જાણ. ૩

કૃતિમ હાસ્ય અટ્ટાટને કૃતિમ મ્હોઢે વાત;
વેસ્યા કૂલટા કૃતિમી ધીક નરનારની જાત. ૪

મતલબથી બહેરો બને પાટા બાંધી અંધ;
જાગેતો ઘોરે ઘણું વ્હેમ પડયો કે કંથ. ૫

બીજ રોપી ખસી જાય દુર કપટી કામી જાર;
હસી કંથને જાર કહે ઉપાડ બચ્ચા ભાર. ૬

રમાડતો દીકરા કહી કંથ કહી હું તાન;
મનમાં સૂણી મલપતી કહોની જાણી માન. ૭

વંઝા વેશ્યા બોડકી નપુંસક નર એવાજ;
પેટ ભરે રાજી થઈ તજ્યાં ધર્મ ને લાજ. ૮

ઉદ્દીયન શૈયા અને મ્હોટા ઉચ્ચ પલંગ;
હાવભાવ રૂપ યોવને શૃંગારે રસ રંગ. ૯

અભિસારીકા ચિત્રીણી મુગ્ધા મદ ભરનાર;
સદા વિલાસી પર ક્રિયા શ્રેષ્ટ ભોગ ભરનાર. ૧૦

કામ વિકારે વશ નહીં એક પ્રેમમાં ગર્ક;
તલ્લીનતા પદ્મિણી તણી આગળ તૃણુસમ સ્વર્ગ. ૧૧

જોઈ હસ્તીની કવીવરો કદ્દાવર પૂજેજ;
કામ ભોગ સૂલક્ષણી કામ અંધ ચગેજ. ૧૨

મૂર્તી શંખીની કલ્પતાં કાંત દ્દષ્ટિ ધુનેજ;
તીરસ્કાર અપમાન દૈ ત્હાંથી ન્હાસેજ. ૧૩

---

## દુરાચારી સ્ત્રી.

ગરબો ઢાળ મરશીયો.

ઓ! હાયરે તનખ તનખ થાએ, કરૂં તાપી કુવોના ખમાએ. ટેક.
પીચકારીઓ બહુ મેં મરાવી, મટયું નહીં હીંમત હરાવી;
કહે વૈદ હાથે મોત લાવી, ઓ હાયરે તનખ તનખ થાએ. ૧

કીધાં ઓસડ જોગી જતીનાં, વિસ્ફોટકે વિછુની વેદના;
તજૂ ધ્યાન કૃષ્ણ કુટિલમાં ઓ હાયરે........................ ૨
વિશ્વ આનંદમાં રતી રમતી, છાનો છેતરી સ્વકંથ બહાર ફરતી;
ખરી છેતરાઇ અકાળે મરતી, ઓ હાયરે........................ ૩
હું તો વિલાસી નંદન વનની, ખોળ્યા પઠાણ પઠા તનની;
હવે હોલવાય આગ તન મનની, ઓ હાયરે.................... ૪
હું તો કહેવાતી છેલ છબીલી, મારૂં નામ તો ચતુર રંગીલી;
રમતી હારૂ ન છાનિ લાજમેલી, ઓ હાયરે.................... ૫
જોઈ નાટક જાણ્યું કે હું રાણી, ફુલાતીતી તે મિથ્યા ભમીહાણી;
હવે કરૂં શું હું કાવ્યની અજાણી, ઓ હાયરે.................... ૬
હીત શત્રુ માડીએ ચડાવી, રોગે રીબાવી લાડને લડાવી;
મારી અકલ ગઇ નાકને વડાવી, ઓ હાયરે.................... ૭
મેં તો પિયેરનો પક્ષ તાણી, માડયું સસરાનું ઘર ના પીછાણી;
નીંદા સર્વની કીધી ધીકવાણી, ઓ હાયરે........................ ૮
હવે ઓસડ કંઇ કંઇ આપો, મ્હારા ક્ષમા કરો ઈશ પાપો;
ખમાયે ના ત્રિવિધ ક્લેશતાપો, ઓ હાયરે........................ ૯
પરણ્યો પીગળે દશા જોઇ મ્હારી, કોઇ સાધુએ સુખ દઇ વારી;
ઈંદિરાનંદ દીનનો કૈવારી, ઓ હાયરે.............................. ૧૦

---

## ગઝલ.

મ્હારે ઘેર આવજો માવારે–એ ઢાળ.

નારીયો નરને ઠગે આમ.
કટાક્ષ કરી કુચ દાખે સ્મીત વદને પુરકામ
તુટી પડે નર આકરો જોઇ–ભુખ્યાં વરૂની સમાન નારી—૧
જુવાનીયાને ખોળતી જોતી, લપાઇ જાએ આમ
જોતાં પતીને દૂરથી કરતી યારને કરતી સાન નારી.

નારીની ઇચ્છા વીના કહો કયમ પારકા ધરશે હામ,
ઘુસવા ઘરમાં કે વાત વાતે જોઇ કટાક્ષે કામ, નારી.

સગાં વા'લાં કે પાડોશી બોડકી વંઝાતાં ખોળે ધામ.
રસ્તામાં અંધારે કરે વાત છોકરાં છોડી આમ. નારી.

ઊંધા પાટા વરને બંધાવી, સાત્વીક સતીના દમામ.
છેતરે સર્વને ઢોંગ ધતીંગે દર્શનનું લે નામ. નારી.

જુઠા પાડે શાણા મુર્ખ બનાવી જારીણીઓ તમામ
ભોળા બ્રામણને પૂજા કરાવ્યા મીશે બોલાવી શામ નારી.

કુસંગતમાં કાર્માની સર્વે વંઠી વીનાશ છે આમ
હાવભાવ એતો ભાન ભુલ્યા જાગૃત કરે કામ નારી.

ભાગે ઘરનું સુખ ને શાંતી ઊંધા કરીને કામ
એકાંતમાં મન ગમતો મળ્યો વાતે વળગે શામ નારી.

કામ થયું કે કાડી મુકે છે પછી ન લે જરી નામ
પતી ને પેખી પરમેશ્વરનું ડોળ દાખી પૂજે વામ નારી.

પતીવૃતા થૈ સાધવી શાણી ઊંચુ ન જુવે નામ
ઘડીમાં દાસી બની જઇને સોંપી દે તન મન ધન
વીજળી પ્હેરે ઉડે ગગનમાં ચંચળ તન ને મન નારી.

પ્હેલાં તો પ્રેમે વિશ્વાસ માંડે પછીથી મારે લાત.
જે જે મળે નર તે તેને ખેંચે મોઠી મીઠી કરી વાત નારી.

રોગે રીબાઈ આખર મરશે પી, પી, દારૂનાં જામ
ઉ-તેજક ઓસડીયાં ખાઈ કીડા પડીને આમ નારી

નંદ ઇંદીરા ચીત્ત ચેત્યો કહે સાવધ થાજો શામ
રમાડી જમાડી હસાવી પટાવી આખર લેશે પ્રાણ નારી

સાસુ સસરાને નણંદને દેખે, કાળ સમા મ્હોકાણ
બોડકીઓના બોધ તે જાણે સ્વર્ગ ને સુખની ખાણ નારી

કુટુણીઓનાં ઘરને જાણે નંદન વન ઉદ્યાન
ભુવા જતી વૈદ દેવ પ્રમાણે ઘર ભંજક ધીમાન નારી

મૈથુન મદ્ય મુદ્રાઓ વામીના પૂજે ગણી પરમાણ
છોકરાં છૈયાં અડચણ જાણે બાળા ગોળી દે જાણ નારી

ઓઢકી પાસે જૈ પરણેલી હોંસે કીધા પ્રણામ
મ્હારા જેવી થાજે તું વે'લી સ્વતંત્ર એકલી આમ નારી

નરઘાં, સારંગીવાળા જોડે હોય, વેશ્યા લગ્ન સમાન
બોલાય નહીં ને તાલે તાલ, સુર મેળવવો કામ નારી

મીત્ર બધા મીજલસીયા, હા, હા, વા વ્હા દે માન
હા હા હીહી હોળીની હોયે નામનાં લગ્ન તમામ નારી

વારસા પુરતું જોડાણ જાણો, સપકણ એવું નામ
વર મુવો કે થેલી લઇને રહે પીહેરમાં આઠ જામ નારી

માત્ર મોહે એ સૂખ રતીમાં જાણે ન શું પરીણામ,
પ્રેમ પદારથ ધર્મ નીતીને, છોડે કયાં સૂખનું નામ નારી.

પ્રેમની સાથે સ્વાર્થ સંધાઇ લગ્નતણું જોડાણ,
સ્વાર્થ ગુમાવી પરમાર્થ ડુબે મુર્ખ નારી અંજાણ નારી.

ઇશ્વરને તો આઘો મુકે છે વડીલનાં અપમાન,
સ્હેજ સુખે ભવ આખો બગાડે ભાવી અને વર્તમાન નારી.

દૂષ્ટ અણુઓ કાનને નેત્રથી મુખે ઉ-તેજક આમ,
સંસ્કાર બાંધી પાછાં તે નીકળે સૃષ્ટી નીયમને સ્વામ નારી.

વીકલ ઇંદ્રી ચંચલ તન્નને મન સશંય સકામ,
આશાઓ અધર્મથી સેવતામાં સદ્ય ડુબાડે તમામ નારી.

મૃગજળ પીવા, મટે તૃષા નહીં, ત્રફડી મરે પરીણામ,
ભૂલથાપે ઊંધા અફળાયા શાસ્ત્રને છોડી આમ નારી.

કામ વીવશ એ થઈને તોડે લગ્નના કોલ તમામ,
ઇશ્વર રાજા લોક અંતરને શીક્ષા કરે છે આમ નારી.
ચંચળ ચીત્તમાં ચતુર ચુકયા ભુંડા કરીને કામ,
ઠરી ન બેઠાં રાવણ સીતા દુઃખી થયા વળીરામ નારી.
પ્રેમ પિયુષ પીયુ ન વરસે જોડી ન જામે આમ,
નંદ ઇંદીરા પ્રબોધ લેજે સમજ સમજ નાદાન નારી.

પ્રેમ વિના પ્રિતિતણું ડોળઘાલી દામને,
કઢાવી તૃપ્ત કરતી તે કામીતણા કામને. ૧
ચારણ રોગીને જુગારીની યારી મ્હોય.
આબરૂને હરનારી ઠગારી ધુતારી છે. ૨
ધનવીર્ય હરનારી ઝાઝા નર સાથ મારી,
સંતાન વિનાની પેટ શી ભરનારી છે. ૩
બ્હારનીએ ટાપટીપ કરે પણ અંદરથી,
ગંદીને ગંધાતી રોગી મધને ઠાંસનારી છે. ૪

---

## વેશ્યા વર્ણન.

### હરિગીત.

ગણિકા ગણો શું મ્હાલતી, ગુણિકા ગુણે નર વશ ખરે,
કર્તીમ પ્રેમે ઠગઠગે, જે મોહી ખીસું ખાલી કરે;
એ સ્વૈરીણી વેશ્યા અને વારાંગના નામો ધરે,
ઉદ્દીપનોને ગાનતાનને હાવભાવે ધન હરે. ૧

જે ચોર કામીને જુગારીથી ઠગીયાં જતી જતી,
હસી વાત મોઠી તાળી દે પણ કોઇની તે ના થતી;
પ્રપંચ ગુણ કરમે સ્વભાવે ઇશ્ક આપી ઠારતી,
એ સ્વૈરીણી સ્વ. આત્મની છે વૈરીણી નારકી ગતી. ૨

હસી એક શું તાકે બીજાને, માન ત્રીજાને દીએ,
મનમાંય ચોથો સ્મરી રહે, પાંચમાને ભોગ દે;
સાન દશ પંદર અને ટોળાગમહીં સૌને જુવે,
જણાવતી નજરે હસીને પ્રત્યેકપર મુજ પ્યાર છે. ૩

વસ્તુસ્થિતિ એવી છે કે, કોઇના પર મન નહીં,
એક ધનનો લોભ એતો, ઠગની બાજી રમી રહી;
નિરલજ્જ નિશંક વિના ઢોંગ ખોટા ધમકીને,
ખીસું ખાલી થાય ત્યારે લાતમારી દૂર કરે. ૪

---

## વસંત તિલકા.

ઉચ્ચાસને સજી વિશાળી કટાક્ષ દેવા,
સાને બુલાવતી હસી નર ચોર જેવા;
માનોપમા શયન વાદ્ય વિવિધગાવા,
મોટીકળા હરણ દ્રવ્ય કરાવી લેવા. ૧

હા,હા, હીહી, ખીખી ખીખી હસી વાત ચ્હાઈ,
જૂગારી મદ્ય પીને ટોળીરમે ભરાઇ;
બેઠીજ કુટણી પદ લેઇ ભાઈ,
રસ્તે દલાલ લલચાવી વખણાઇ બાઇ. ૨

હે શેઠ ચાલો ફરતાં પગ દુઃખી જાશે,
આવો કહી કરી કટાક્ષ સુમંદ હાસે;
નીલૈંજ ફાટું વદતાં જુઠું જુઠું ચ્હાસે,
એ હાવ ભાવથી હરીધનને વિલાસે. ૩

---

## ચારે નાયીકા તથા નાયકના લીંગ સ્વભાવ જાત અને રૂપ.

ચાલી ચાલી મનોહર ગજગમની એ—ઢાળ.

સાખી

સ્વીયા પદ્મીની પ્રેમીની ચિત્રીણી પરશું વિલાસ,
ભૂખી કામીની હસ્તીની નિચની શંખીની માસ.

વલણ

ચારે જાત ચતુરએ નારી તણી,
હરખે નિરખે કવિંદ્રો રસિલી ગણી. ૧

સાખી

સદ્ ગુણી તે સતી પદ્મીની, અનુકુળ રહે સહાય,
કુલ ગુણ વિદ્યા શીલ થકી, પતિ સ્વર્ગે લઈ જાય. ચારે. ૨

વલણ

છોડેકે છુટે નહિ પૂર્ણ પૂણ્ય અવતાર,
ભાગ્યવાનને જે મળે સતી સુખ દેનાર.
ભોગી ભ્રમર ભીડાઈ ભોગ લહે,
સ્વર્ગ સૂખને પણ તુચ્છકારી રહે.
વેઠે દુઃખને સુખ ગણી એ સદા,
દુભવે નાથ જરી ના નિત્ય મુદા. ૩

સાખી

રખે થશે નિજ કંથનું ફિકું વદન ઉર આણી,
પ્રસન્ન વદન રાખે સદા એક પ્રેમ પીછાણી.

વલણ

એતો પ્રેમ સાગરની માછલડી
જન્મે જીવે મરે ધ્રુવ સાથ જડી ૪

× × × × ×

સાખીઃ—ચતુર ચીત્રીણી વિલસતી વારંવાર રીસાય,
પળમાં ઉત્તરી રીસ જતી, માન મુકી મલકાય,

વલણુઃ—એતો વિહાર કરતી મૃગી ભલી,
પૂર્ણ પ્રેમીએ વ્હાલી જો ન ચળી. ૫

સાખીઃ—સાચવજો રે ચતુર નર કાચની પુતળી છેજ,
સ્હેજ થશે વશ રસીલીએ ક્ષત્રાણી શુરીએજ;
નુરી પ્રેમનું નિત્ય ગાન કરે,
જડમાંય ચેતન ભરી નિત્ય તરે. ૬

× × × × ×

સાખીઃ—માશુક આશકને પ્રીતે દબાવિ વસ કરનાર,
ચંડ કોપીની હસ્તિની કીનાખોર છે નાર;

વલણુઃ— એતો ભોળી નથી ઓ બાપરે
તોએ વ્હાલી વીલાસીની વશ ખરે. ૭

સાખીઃ—કદાવર એ કામીની મુલક કાઠીઆવાડ,
રૂપાળીને પ્રેમે ભરી ઉથલાવી દે પહાડ;

વલણુઃ— ફીદા થાય તેને તો માથું દીએ,
કોપે તેના તો સાચે પ્રાણ લીએ. ૮

સાખીઃ—અત્તર પર અતી રસીઆ ઢાળે નહીં ધરાય,
ખાય ખુંદે ખુબ મચે તોફાને ચઢી જાય,

વલણુઃ— ગાંઠે માવતનો અંકુશ નહીં,
ભીડે બાથ આશકને સામે જઈ. ૯

× × × × ×

સાખીઃ—ગાળ દીએ છે શંખીની જાર ખાય દે માર,
યોગ્ય લત્તા પ્રહારની નફ્ટ નીલંજ નાર,

વલણુઃ— બાહે કુમળા કવીંદ્રો એવી ભૂંડી,
વર્ણું નહીં તો કાવ્યે ખામી પડી ૧૦

વલણ:— હેવી સુખ છે બંધન પ્રેમ તણું,
જાણી કવીવરોએ પૂજ્ય ગણ્યું. ૧૧

× × × × ×

સાખી:—વ્હાલી ઈંદિરા પદ્મિની પદ્મ સમી સુકુમાર,
મૃગ ચીત્રીણી તે યોગ્ય હું, રીસાઈ ને નમનાર;

વલણ:— જોડ કજોડ તો એ વસુમતિ,
નિપજ્યાં રત્ન ને રત્ન છે ખાણુ થકી;

સાખી:—સમજે દંપતિ ધર્મને પદમીનીનો ભરથાર
અન્ય મૃગ ચીત્રીણી તણો, ખરી જોડ વરનાર;

વલણ:— વીના સ્વાર્પણ પ્રેમ તો નહી ઠરે,
રે'જો અનુકુલ કુલની લાજ ભરે. ૧૩

સાખી:—ગોધો નથી ઘરમાંયરે, વગળ વંશ નહી જાર,
લંબકરણ પીત્રાઇ છે, વિશ્વે વેઠ કરનાર;

વલણ:— જો જો ઝીણી નજરથી જાત ખરી,
પૂર્વ જન્મ સંસ્કારથી શીવે કરી. ૧૪

દોહરા.

સાત આઠ નવ દસ ભલી ઉંઠી સૂક્ષ્મ સ્થુલ મ્હોય.
અંગુલીયો પદ્મીની તણી ચિત્રીણી ક્રમથી સ્હોય,

---

મેરે મન હર લીનો રાજા રણછોડ એ ઢાળની ઠુમરી—કલ્યાણ.

સ્વીયા પરકીયા અને સામાન્ય છે નારી.
કામ કલ્લોલ કરે વન યૌવન,
ચોર ચતુર જાત રસમાં વીહારી—સ્વીયા. ૧
ચતુર ન રોજે કાવ્ય નાયક છે,
ચતુરાને નાયિકા કવિવરો કહે છે—સ્વીયા. ૨
દેવ અગ્નિ લોક સજીવ પરણી,
માંડી ને ઘર રહી સ્વીયાતે ગણી છે—સ્વીયા. ૩

આશક માશુક રંગ રસમાં રસીલી છુપી,
કરી પ્રીત પુરી પરકીયાતે છે—સ્વીયા. ૪
સગી પૈસાની રીઝવી રમાડે પાય પી;
પ્રીતિરસ ગણીકા વહે છે—સ્વીયા. ૫
જે કામશાસ્ત્ર આ ભણી માપી તે,
સ્વભાવને કર્મગુણ ખરો તે તરે છે—સ્વીયા ૬
નંદ ઇંદિરા ચતુર રસીકવીણ ભુસા નીરસ,
જડ કલેશ માં ડુલે છે—સ્વીયા. ૭

---

## ચારે જાતની ચપળા.

પદ્મીની:— વસંતતિલકા.

ચાલી ન ચાલી સુખપાલની બેસનારી,
છે હંસની ગતી સુપતિ રતની વિહારી;
ગંભીર પ્રૌઢ રસપૂર નુપુર ધારી,
રેલી નદી શરદ શાંત શું પદ્મનારી.

× × × × ×

ચીત્રીણી:—ચાલ હસંની ઉડીશું નુરી પાંખવાળી,
ઉભી મૃગી કંઇ છેડી ફરી નીહાળી;
પાછીજ ચાર ડગલાં કુદી નાઠી બાળી,
સપ્રેમ લાજ વન યૌવન માંહ્ય ભાળી.

× × × × ×

હસ્તિની:—ડોલંતિ ચાલી ગજગામિની પ્રૌઢકાંતિ,
છૂટી નલીની દળ યાગ તળે ન ભ્રાંતિ;
કાપી મહાન પથ ઘુરકી નેત્ર પ્રાંતિ,
ચાલી કરિણી કરીશું વન વન કાંતિ.

× × × × ×

શંખીની:—ફૂલ્લા પગ પરમીયા થકી પાપી રંડા,
ચાલી ગધેડી પતી ગધંતી શું વિતંડા;
ફૂર્તી સદા નજર નીચી રાખી રંડા,
જ્યાં દીર્ઘ ભાવ દીસતો ત્યાં રે' અખંડા.

\+ + + + +

સ્વીયા:—પહેરી પીતાંબર પતી તણી વાટ જોએ,
ટાઢી રસોઈ થઇ જાય નીરાંત ખોએ;
બારી વિષે બાલ ધવાડતી પ્રિય હોએ,
જોતાં પતી દૂરથી સસ્મીત મુખ સ્હોએ.

\+ + + + +

( મેરો મનહર મોરલીનો એ રાહ. )

પરકીયા:— તાલ દાદરો.

છુપી કરી છુપાવતી પર નરજાતી, ટેક.
દાવકી થઇને છેતરે સૌને પ્રેમપુરી ઘેલી પરકીયા નારી-છુપી ૧.

સાણસે સર્પીણી સમ પતિ પાસે,
એકાંતમાં આશકશું ખીલી રમનારી. છુપી ૨.

મિશે મિશે માસુકડી શાને સમજાવે,
પતી દૂર થાતાં તૂર્ત ચુંબન કરાવે. છુપી ૩.

ઓ કોઇ આવ્યો કરી ખસી ભયમાં,
નથી જાણી બાથ ભીડી સ્તનને બતાવે. છુપી ૪.

અનુપ અતુલ રસ ભરી એ રંગીલી,
પાલવમાં બીડી ચુમો ખવડાવે. છુપી ૫.

નંદ ઇંદીરા ચતુર લાવી ચાતુરી-
કુલગુણ વિદ્યા ભણી સહજ સુખકારી. છુપી ૬.

ડગ ભરી સજ મુખ આવી મદ ભરી છકેલી,
આશ આપી પછીથી ન્હાય દે મ્હને ધકેલી. ડગ ૧

નાહીં શંખીની કજાત, નાહીં પદ્મીની સમી,
કરિણી નહી સાચી વાત, હસ્ણિી રંગ રેલી. ડગ ૨

આહ કરે પ્યાલો સ્થાપી, કરથી કરને દાબી આપી,
હોઠ લાગતાં ખસેડી, જાય હસી ચાલી. ડગ ૩

ના પિએ પિવા ન દેય, મસ્ત મદન પ્યાલી,
પળપળે ચિડાવીને, હસાવી જાય આલી. ડગ ૪

આપી બીડી છાની જાય માગી એલચીને ખાય,
નમિ નમિ રેહ લાગી પાય એહવી કેવી કેલી. ડગ ૫

ઈંદીરા આકુલ એક રંગમાં ઠરેલી,
તું ગુલાબી રંગ ઉડી, જાય કાચિ છેલી. ડગ ૬

---

## હોરી

પીયુજી આવ્યો આ અત્તરવાળો;
લાવ્યો લાવ્યો તે પ્રીતમ પીયુ ભાળો. પ્રીયુજી ટેક.

ઋતુ વસંતે પદ્મીની ચીત્રિણી, હસ્તિની શંખીની ભેગી;
મળી ફાગ રમતીએ ચાર સપ્રેમે, કરીને સ્વભાવિક ચાળો
ગયો ચલી આજ શિયાળો પીયુજી ૧

પદ્મીની સમિત લજ્જા ભરી કહે, કહે નથી કાંઇ જોઇતું મ્હારે;
લે લે કહેતામાં માનૂની તોષે, લીલાં તે મોગરેલ છે ભારે,
સુંધી સ્હેજ રમતી વિહારે. પીયુજી ૨

ચીત્રીણી સીસીઓ લેઇ લેઇ મૂકે, નકી ન થાય શું લઇએ;
પૂછતી પતી શું લાડી લાડી હસીને, પ્રસન્ન કરી લવેંડર લીએ,
બળ્યું કહી રીસાઇ ગઇએ. પીયુજી ૩

આવડી પેટી શું લાવ્યો કહે કરીણી, કુપ્પા ને ગુલાબ સીસા;
લેઇ બે ચાર ડજન નવડાવે આશક મહગળ મીઠા,
ઢોળ્યા જેટલા એણે દીઠા. પીયુજી ૪

શંખીની એ દેઇ ગાળ નસાડયો ખાળ કુંડીએ નવડાવ્યો;
'ખળ' ધૃષ્ટ કાદવમાં પછી પાડયો, થઇ ભુમાભુમને પછી રાડો. ૫

નંદ ઇંદિરા સ્વીયા પરકીયા. સામાન્યા ક્રમથી વિહારે;
મુગ્ધા અભીસારીકા કહી ભેદે, વીલસતાં વિશ્વને ઠારે,
વીશ્રાંતી દઇ સ્હોને ઉધારે. પીયુજી ૬

---

## ધ્રુપદ–ચોતાલ.

વરિણી ઊંઘ થઇ સાસુ સંતાપતી.
કેમ આવો નહી પ્રાણ પ્યારી;
પદ્મીની, ચીત્રિણી હસ્તીની શંખીની,
ચતુર પિયુષ રસ પય હારી, વૈ. ૧

પદ્મસમ 'પદ્મ' ખીલવિ રહી પદ્મીની,
પદ્મ પરાગ પિગળે વિહારે;
રસભરી છે નરી અતીશે ઉદીત્ત ઠરી,
ઠારી રહી ભૃંગ અનુકુળ પ્યારે. ૨

ચીત્રસંગ ચીત્રિણી હસતી રમતી કુદી,
ટૌકી કોયલડી કેશ કાળા;
"લાલ, શતાં કુંળા પીપળા પર્ણસમ,"
ધામ રતી રંગમાં લાડી બાળા. વૈ. ૩

ગહન ગંડ સ્થળ મદ ગરે હસ્તિની,
જાંઘ કદળી કુળાં પણું ક્રારા;
પાય પીએ અતી નવલ રસ જોબના,
મસ્તીમાં મદન સંભોગ ક્રારા. વૈ. ૪

શબ્દ ધો ધો કરી ને ધસે ધોધ આ,
ઉચ્ચ શીખરેથી પડી ન્યાય ગીરા;
ફુટી અણુંઅણું ઉડે પૃથ્વીનો જોધશું,
ઉછળી ઉલટી ગગન ધારી. વૈ. ૫

હોલવે સાંજની અગન આકાશની
હોય બળાતી સૂંઢ અગ્નિ ઠાર્યો;
એકલી હું ધીકી ગ્રીષ્મ વિરહ થકી,
રંગ વિવિધ નવરંગી ઠર્યાં. વૈ. ૬

કર્પ કંદર્પ ને ધનુષ લઇ ધાય છે,
ઇંદ્રસમ એક આકાશ માંહે;
સામટાં છોડનો સપ્ત રંગી શહો,
કંથ કૃપા કરો ઠારો નેહે વૈ. ૭

પદ્મીની પીડમાં ભામીની ભીડમાં,
રાગ ડંસી મહાલીયો સર્પ કાળો,
સુતી શંખિનિ સુખે જારની સોડમાં.
ખાઇ પેંડા લુંડીએ છિનાળો. વૈ. ૮

હંસ મૃગ કરી રસે નીરખતાં આશિશો,
ઉચરી ઇંદિરાનંદ કહે છે,
જોઇ જોઇ ન્હાસતો ત્રાસતો લાતએ !!!
મારશે એમ વિચારી રહે છે. વૈ. ૯

## ચારે જાતની સ્ત્રીઓનાં હાસ્ય અને નિરીક્ષણ

### પદ્મીની

#### વસંતતીલકાવૃત્ત

સસ્મીત શાંત અતી ઉત્સુક સ્નેહ ભરેલી,
વિશ્વાસ નિભંય પ્રિતે દ્રગ છે ઠરેલી;
થાકી શ્રમે ભીડી નીશંતની ઊંઘ કેલી,
નીર્દોષ હંસી સસલી નીત તૃપ્ત હેલી. ૧

જાણે મૃણાલ કળી માલતી પાંખડી શું,
હોયે સુભોગી ભમરો સ્થીર આંખડી શું;
સહી ના શકે ક્ષણ વીયોગ કુમુદિની તું,
પૂજે કવીંદ્ર રસીયા મહાદેવી છે તું. ૨

### ચીત્રીણી

સાચી મૃગી નયન સસ્મીત મંદ મંદ,
પ્રિતની વીજળી પ્રીત પૂર્ણ ચંદ્ર;
પેઠાં સ્વશામધન ચીત્રીણી ચીત્તબંધ,
અરસે અરાઇ પણ ના કરતી ફંદ. ૩

એ ચીત્રીણી પ્રેમબાણ હવે નછોડ,
મૂર્છીત થૈ કવીવરો પડીયાજ કોડ;
ડુબ્યા વહ્યા રસ નહી મહીં જોઇ જોડ,
ચાલ્યાં ચીરાઇ રસીયાં મન જોઇ મોડ. ૪

### હસ્તીની

થૈ જેની ઉપર ક્રીડા કરીતી પ્રીતિએ,
ઓ વારીદે તન અને મન મોહીનીએ;
જુએ હસી હસી પીએ મુખ તરાનશીએ,
જો લેશ વાંકુ ચડયું તો પછી લાત દીએ. ૫

મૂજે કવીની કલમો કરીણી શું નીર્ખી,
દેશે દગો બ્હીક ધરે કદી જોય હર્ષી,
વિશ્વાસના જરી પડે અતી પ્રીત પર્ખી,
કાચો ગુલાબી ઉડી જાય સુરંગ સર્ખી. ૬

શંખીની

હે ગાળ ખાસકું કર ધરી ખીખી હસતી,
બીભત્સ ગાળ પર લાતથી રાજી મસ્તી;
ઓલી સ્વભર શું મુવા ભડવાદિ ભસ્તી,
સ્વમુખે સંભળાવતી સર્વનેજ સ્વસ્તી. ૭

છે કુતરી કુકડી બિલાડી સમાન આંખ,
હે ગાળ ખાય ત્યમ ખુશ બને નીસંત;
અટ્ટાટ્ટ હાસ્ય સ્ફોટ પીંજારી જાત,
બીહામણાં નયન ભેડું ચીબાચું નાક. ૮

( અપૂર્ણ )



# પૂ વણી.

## ચાંચડ—માંકડ મચ્છર અને ટીટોડો.

ઉપર લખેલા ચાર મિત્રો પોતાની પ્રિયા અને મિત્રો સહિત પ્રાણીઓની કોન્ફરન્સ ભરી બેઠા હતા. તેમાં વાદ વિવાદ ચાલ્યો કે સર્વ પ્રાણીમાં ખરાબમાં ખરાબ કયું જાનવર છે.

સસલું બોલ્યું કે,:—દુનિયાનો મોટો ભાગ ખરાબ છે. જુઓ. બિલાડી, વાઘ, કુતરો ઇત્યાદિનું હમે કંઇ બગાડયું નથી હમે તો ભોંયમાં દર કરી જંગલમાં જઇ વસીએ છીએ. કોઇનું કંઇ બગાડતા નથી. પવત ઉપર જે કંઇ ઘાસ, પ્રભુએ હમારે માટે નિર્માણ કર્યું છે, તે ખાઇ નદીનું પાણી પી, હમે હમારા બાલ બચ્ચા સાથે ઇશ્વરી આનંદ ભોગવીએ છીએ. તેમ છતાં, પારધી, વાઘ, કુતરાઓ હમોને ફાડી ખાય છે. હવે જગતમાં ન્યાય કયાં રહ્યો? કહેવત છે કે 'બળીયાના બે ભાગ,' ઇશ્વર તો નથી બોલતો, નથી દેખાતો તેને માનીયે પણ કેમ? તેમ છતાં સદ્ગુરૂ અને સદ્શાસ્ત્રો ઇશ્વર છે એમ કહે છે, તેના ઉપર વિશ્વાસ રાખીને હમારૂં નિર્માણ થએલું આયુર્દા હમે આ પરિવર્તનશીલ સંસાર ચક્રમાં, કાળની જોડે નિર્ગમન કરીએ છીએ જો ઇશ્વર હશે તો એ પાપીઓ જે હમારા નિરર્થક પ્રાણ લે છે તેનો બદલો તેને આપશે. કારણ કે, સૃષ્ટિના નિયમમાં જોવામાં આવે છે કે, Action and reaction are equal and in contrary direction,' એ નિયમ પ્રમાણે હમારો નાસ કરનારનો બદલો હમારા ખુની ને મળ્યા વગર રહેવાનો નથી. નિઃશંસય તેનો બદલો તેને મળશેજ. એમ ધારી હમે ઇશ્વરના વિશ્વાસ ઉપર હમારો કાળ નિર્ગમન કરીએ છીએ. તે પ્રમાણે હે વાઘ? બીલાડા ને કુતરાઓ તમે ઇશ્વર ઉપર ભરોસો રાખી અહિંસા ધર્મ પાળશો તો પ્રભુ તમારૂં પેટ ભર્યા વગર રહેશે નહી. તમારે માટે કંઇ પણ ખાવાનું નિર્માણ કરશેજ. માટે હીંસારૂપ મહા પાપથી હમારી પેઠેજ તમે સહુ દૂર રહો, એવો મારો અભિપ્રાય મેળવવા માટે આ કોન્ફરન્સના મેંમ્બરોને વિદીત કરૂં છું.

વાઘ બોલ્યોઃ—હમે સૌથી જોરાવર છીએ. આ જોયાં હમારાં શસ્ત્ર, દાંત અને નખ. એક થપડથી હાથી જેવાં મોટાં પ્રાણીનું પણ કુંભસ્થળ ફાડી ચીરી નાંખીયે છીએ. ઇશ્વર બીશ્વર છેજ નહીં એતો નિબંળ માણસનો બડ બડાટ છે. ખાના પીના ઓર ચમન ઉડાના એ હમારો અભિપ્રાય છે. કદાચને ઇશ્વર છે, એમ ધારો; તો વેદમાં કહ્યું છે કે, बलंमितिब्रह्म बलमुपास्य, એટલા માટે મારો મત એવો છે કે, જેમ બને તેમ શારીરીક બળને વધારવું.

હાથી બોલ્યોઃ—પરહિંસા કરનાર, પારકા પ્રાણીના પ્રાણ લેનાર વાઘનો મત હું સ્વીકારતો નથી, કોઇ પણ પ્રાણીનો પ્રાણ તેના શરીરથી બળજોરાથી છુટો પાડવો એને હિંસા કહે છે અને તે મહાન પાપો છે. આ જગતમાં પરમેશ્વરે પેટ ભરવાને અનેક પદાર્થોની રચના કરી છે, તેમાં કોઇના મનને વ્યથા કરી, પાપ હોરવું અને તે પાપ પાછું આપણને કર્મ ફળ આપે અને તે ફળ આપણને ન નડે એવું કરવાને મોટા બળવાન પુરૂષોની પાસે પણ કોઈ સાધન નથી. કર્મનું ફળ અવશ્યે ભોગવવુંજ પડશે હાથના કરેલા હૈયે વાગશેજ, જુઓ માંસમાં કંઇ જોર નથી એ તમાત્મક પ્રકૃતિથી બનેલું જડ અને પાચન નહીં થાય એવું છે. એના કરતાં જંગલમાં ઉગતું જે ઘાસ ઠેર ઠેર ઇશ્વરે ઉગાડી મુકયું છે તે ખાધાથી મારા જેવો બળવાન પુરૂષ નીપજે છે. વાઘભાઇના મત પ્રમાણે તે કંઇ બહુ જોરાવર નથી તેની પાસે શસ્ત્રાસ્ત્ર છે. તેથી તે બળવાન ગણાય છે. એના દાંત કાઢી લીધા અને નખ કાઢી લીધા તો ગધેડા પણ એને લાત મારી જાય છે માટે માંસનો આહાર કરવો નહી એવો મારો અભિપ્રાય આ કોન્ફરન્સમાં છે. જુઓ વાઘની પીઠપર સો મણનો બોજો લાદ્યો હોય તો વાઘ ચગદઇને મરી જાય, પણ મારી પીઠપર સો મણનો બોજો ઉપાડી હું ડોલતો રોજ સેંકડો માઇલની મુસાફરી કરૂં છું. હવે હમો બેમાં બળવાન કોણ તે વિચારવાનું કોન્ફરન્સને સપુરત કરૂં છું.

મનુષ્યઃ—હું પોલીટીકસ એટલે રાજ કૃત્રીમી પુરૂષ છું. સૃષ્ટીના નિયમ જાણું છું. સૃષ્ટીના અણું અણું પારખી લીધા છે તેમાં કોઇ ઠેકાણે ઇશ્વર જણાયો નથી. શરીરબળ કરતાં, ધનબળ કરતાં, મનોબળ કરતાં, ઇશ્વરી બળ કરતાં પણ હમારૂં શસ્ત્રબળ સર્વોપરી છે. માટે આ કોન્ફરન્સમાં જો મને પ્રમુખપદ અને સમ્રાટ તરીકે નહી ગણો તો, હું સર્વ કોઇને મારી તોપના ધડાકે એક સપાટે મારી નાંખીશ. પછી તમારા ઈશ્વરને તમે તમારી મદદે બોલાવજો તેને પણ ડાયનામીટથી ઉરાડી પુરચે પુરચા કરી નાંખીશ. આ દુનિયામાં પાપ અને પુણ્ય એવું કંઈ છેજ નહીં અસ્ત્રનું બળ એજ મહા બળ છે.

માંકડ, મચ્છર, ચાંચડ વિગેરેઃ—આ દ્વિપાદ પશુ, કાળા માથાનો પાપી માનવી શસ્ત્રાસ્ત્રના બળ બતાવી હમને ડરાવે છે. પણ જુઓ બલબલ દેશનો રાજા આખી પૃથ્વીને જીતી સુખે સુતો હતો ત્યાં હમે ભરાયા. એ કેવી રીતે ભરાયા તે જુવો. હમે તો એક અલસુ નામના ગામડામાં એક ભેંસવાળાના ઝુંપડામાં હમારા કુંટુંબ સાથે આનંદ કરતા હતા. હમારા ત્રણે જણની સ્ત્રી એકત્ર મળી તેમણે કહ્યું કે એનું એક રોજ જમવું કંઈ સારૂં લાગતું નથી. માટે ફરતા ફરતી કંઇ, ઉંચા ઉંચા લોહી પીવાનું મળે એવે સ્થળે જઇએ. આ ઝુંપડીમાં તો રોજને રોજ રહેવાથી કંટાળો આવ્યો ત્રણેની બાયડીઓએ ઝક કરી અને નવું નવું જમવાનું, નવું નવું રહેવાનું હમને મળે એમ કરો કહ્યું એટલામાં એક વિમાની જે ઉડીને એક મોટા વીર જનરલ શુમેકર જે હજારો ગાઉ દૂર રહી પોતાના મકાનમાં સુતો હતો તેના કપડામાં અમે ભરાયા એક જણ (માંકડ) વિમાનીના કપડામાં ભરાયો અને પોતાના દેશમાંથી હજારો ગાઉ દૂર જઇ તે જનરલના બીછાનામાં ભરાયો. એક (ચાંચડ) આગબોટમાં ભરાયો અને મચ્છર તે કોઇની ટોપીમાં ભરાઇ તેને માથે ચડી બેઠો અને એ ત્રણે જણા પેલા જનરલના મહેલમાં ગયા. બીજે દહાડે મોટી કવાયત હતી આખી રાત જનરલને ચાંચડ, માંકડ ને મચ્છર કરડયા કર્યા. પેલો જનરલ જબર

મારે તે પોતાનેજ વાગે અને મચ્છર ઉડી જાય પેલાના ગાલમાં તમાચા અને તમાચા અને માથામાં ઢાલ જનરલ સાહેબ મારતા હતા. મચ્છર બચતો ને ઢાલ ધપ્પા પોતાને હાથે જનરલ સાહેબ મારતા. ચાંચડ તેના લેંઘામાં ભરાયો અને માંકડ તેના ગંજીફરાકમાં ભરાયો અને છાતીનું લોહી પીવા માંડયું. આખી રાતનો ઉજાગરો થયો અને કવાયતની વખતે ઘોડા ઉપર જનરલ સાહેબને ઊંઘ આવવા માંડી. ચાંચડ સળવળીને એટલું બધું કરડે ને કવાયત કરતાં ઘોડા ઉપરથી ઉતરવું પડયું મચ્છર પણ તેટલુંજ કરડયો. માંકડ પણ પુષ્કળ કરડયો. આખરે જેમ તેમ કવાયતને ગરબડ સરબડ કરી પતાવી દીધી અને ઘેર જઇ ચાકરો પણ ખુબ ગુસ્સો કાઢયો. તેના શસ્ત્રાસ્ત્ર અગ્નાસ્ત્ર, સૈન્યા, ખજાનો કંઇજ કામ લાગ્યું નહીં અને માંકડ મચ્છર અને ચાંચડે રોજ તેની અને તેની સ્રીના લોહીની ઉજાણીઓ ઉડાવવા માંડી. આખરે જનરલ સાહેબે હુકમ કર્યો કે બધા કપડાં, ગોદડાં અને ઘર સળગાવી મુકો, આ ચાંચડ, મચ્છર, માંકડ મને બહુ દુઃખ દે છે એ વાત જાણમાં આવવાથી ઘર સળગાવી મુકતાં પહેલાંજ ચાંચડ માંકડ, મચ્છર, જનરલ અને તેની ધણીઆણી અને છોકરાંના પહેરેલાં લુંગડામાં આગ-મચથીજ ભરાઇ બેઠાં અને વગર ઇજાએ બહાર નીકળી ગયાં ડોકટરોને બોલાવી અનેક જાતનાં પાઉડરો છંટાવ્યાં પણ પેલા ચાંચડ માંકડ ને મચ્છરને કંઇપણ લાગ્યું નહીં તે તો દૂરના દૂરજ નાસતાં ગયાં. આ પ્રમાણે તોપ ગોળા કંઇ કામ આવ્યા નહી. તેમ એનું પોલીટીકસપણું કંઇ કામ આવ્યું નહી. એટલા માટે હમે તો એમ માનીએ છીએ કે જ્યાં સુધી હમારૂં આયુર્દા ઇશ્વરે નિર્માણ કર્યું છે ત્યાં સુધી હમને કોઇ મારી શકનાર નથી. અને હમારૂં મરણ આવશે તે દિવસે હમને કોઇપણ માણસ પોતાની રાજકુત્રીમિ બુધ્ધિબળથી, શસ્ત્રાસ્ત્રથી, ધનથી કે સૈન્યથી બચાવી શકે એમ નથી. માટે ઇશ્વર ઉપર ભરોસો રાખી તેને રક્ષણે જવું ઉચીત છે. એવો અનુભવ અમારો છે. તે આ કોન્ફરન્સ આગળ મુકીએ છીએ.

હરણિઃ—હું વનમાં વસું છું જ્યાં મનુષ્યોનો વાસ છે ત્યાંથી દુર દુર નાસું છું. પ્રભુએ ઉગાવેલાં તરણાં ખાઉં છું. કોઈનું નામ લેતો નથી. પાપ કરતો નથી. કોઈને દુઃખ દેતો નથી. કોઈની કનવાર કરતો નથી. વોકળામાં ખળખળ કરતું નિર્મળજળ પાન કરૂં છું તેમ છતાં જુઠું બોલનારો, પાપ કરનારો, કાળામાથાનો દ્વિપાદ પશુ શીકારી કુતરાઓ સાથે મારી પૂંઠે પડયો હતો. હું ગર્ભવતી નારી છું. મારાથી ચલાતુ નથી. આગળ ઉંચા ઉંચા પર્વતો અને પાછળથી નદી વહે છે. એક પાસે દવ સળગ્યો છે. બીજી પાસ લુચ્ચા પારધીઓએ જાળ બાંધી છે. મારા ધાવણાં બચ્ચા મારી પૂંઠે છે, મને ઓ પકડી ઓ પકડી એમ કરતી બીકથી દોડી. ઓ પ્રભુ જગતમાં ન્યાયનીતિ કયાં છે? આ કોનફરન્સમાં તો ઇશ્વર નથી એવા નિર્ણયના પડઘા પડી ચુકયા છે; તુંજ અમારૂં રક્ષણ કર એવી મારી વિનંતી પ્રભુએ સાંભળી એચીંતી આંધી આવી. અંધારૂં થયું. વરસાદના ઝાપટાં આવી રેલંછેલ થઇ ગયું. પારધીની ગોળી ચૂકી ગઇ. વરસાદથી વન્હિ હોલવાઇ ગયો કુતરાઓથી હું દેખાઇ નહિ અને એક ઝાડીમાં ભરાઈ ગઇ. કુતરા અને પારધી ફાંફા મારતા રહ્યા અને પાછા ચાલ્યા ગયા આ પ્રમાણે ઇશ્વરે મને બચાવી. મહાભારતમાં દ્રષ્ટાંત છે કે યુદ્ધના વધસ્તંભ આગળ ટીટોડીએ પોતાનાં બચ્ચાં મૂકયાં હતાં. બે બાજુએ સૈન્યો ગોઠવાઈ ગયાં. તે સમયે ટીટોડીએ કહ્યું કે પ્રાણનાથ આજે અત્રે મોટા બાણ ચાલશે અને યુધ્ધ થવાનું છે. આપણી પાસે શસ્ત્ર અસ્ત્ર નથી માટે એકાદ ખુણો શોધી અહીંથી નાશી જઇએ અને નિર્ભય સ્થાને આપણાં બચ્ચાંને મૂકીએ આ વાત સાંભળી ટીટોડો ખીજવાઇ ઉઠી બોલ્યો કે નિર્માલ્યહિન, પાપી હીંજડા જેવી વાત શું કરે છે. તને શું ઇશ્વરભરોસો નથી. ઇશ્વર ઉપર ભરોસો રાખ. ભીમ અને ભીષ્મ જેવાથી હું કાંઇ ડરતો નથી તેના કરતાં આપણું રક્ષણ કરતા વિશેષ બળવાન ઇશ્વર છે. માટે બચ્ચાંને કોઇ મારી શકવાનું નથી. અને એને ખસેડવાં નથી બે સૈન્યો લડી મરે એમાં આપણું શું જાય છે. એટલામાં

બાણુ ઉપર બાણુ વરસવા માંડયા અત્રે બાણુ શબ્દનો અને ધનું શબ્દનો અર્થ એ છે કે બાણુ શબ્દ ઉપરથી બોમ્બ નીકળ્યાં છે. અને એક બાણુમાંથી અનેક બાણો નીકળે તેનું નામ ગર્ભ છાંટ છે. જેને ચાંપ હોય એટલે કે કળ હોય અથવા ઘોડા દાબવાના હોય એવી મશીનગનનું નામ ચાંપ એવું પડયું છે. ધન ધન અવાજ કરે એવું સ્ફોટક દ્રવ્ય જેમાંથી ઉડે તેવી તોપનું નામ ધનુષ્ય છે. માટે ધનુષ્ય અને ચાપ અને બાણુ શબ્દવડે તીરકામઠું સમજવું નહિ. હાલમાં તો દૂરથીજ ડોસીએ લડે એવી લડાઈ થાય છે. એમાં શસ્ત્રનો ઉપયોગ થતો નથી. અસ્ત્રનો ઉપયોગ થાય છે. તેમ મંત્ર શક્તિથી પણ કારમુંકો છુટતાં નથી. હાલની લડાઈ અગ્નાસ્ત્ર પૈસો, અને મોટા સૈન્યો વડે ઘેરો ઘાલી ટ્રેંચોમાં ભરાઈ છુપા રહી બેસીને લડવાની છે. માત્ર લાઈન ઓફ કેમ્યુનીકેશન તુટવી ન જોઈએ. જો તે ટૂટી તો ભુખમરાથી અથવા સામગ્રી ખૂટયાથી હાર થવાનો સંભવ રહે છે.

એટલા માટે હરણિ કહે છે કે મારો અભિપ્રાય એવો છે કે હાલની બાયલી લડાઈમાં આ કોનફરન્સના મેમ્બરોએ બોવાનું નથી. રક્ષણ કર્તા ઇશ્વર છે એવો મારો અભિપ્રાય છે. આપણે કાંઈજ કરવું નહિ. કર્તા હર્તા પ્રભુ છે. એટલા માટે દ્રવ્યના લોભ વડે જે શૈનિકો નિર્દોષ ઉપર હુમલો કરી તેનું રાજ્ય બથાવી પડે છે. તેઓને જ્યારે મરણ આવી જ્યારે બોછાનામાંથી ઉંચકી જાય છે ત્યારે તેનો જીવ બળદ કે ગધેડો થઈ ઘાણી પીલે છે કે કુંભારની ઈંટોનો ભાર વહે છે. પછી તે કમાન્ડર ઇન ચીફ જેણે હજારોના જાન લીધા છે. તેને હજારો વખત જેના જેના ખુન થયાં છે તેને પછી બળદ કે ગધેડાનો અવતાર આવે છે. ઘાણી પીલવી પડે છે પાણી ઘાસ મળતું નથી. પણ કુંભારના ડીફાંવડે તે રોજ પીટાય છે. આવી રીતની ઝુડું ફેલનાર રાજ્ય કૃત્રિની અને સેનાનીઓ જેઓની પાપવૃત્તિના છે તેના પાપનું 'રીએકસન' પુનર્જન્મમાં થાય છે. એવું. આ કોનફરન્સની આગળ રજુ કરૂં છું.

ભેંસ—આ જગતના મોટા મોટા પંડિતોના બે પક્ષો છે. એક પક્ષ કહે છે કે ઇશ્વર કંઇ છે નહિ. ज-प ज ને અર્થે ગમે એવી લુચ્ચાઈ કરી ધન મેળવવું અને તે ધનમાંથી દારૂ પી મસ્ત બની જનનેદ્રિયના ભોગ વિલાસ વધારવા અને બીજાને મારી તેનું માંસ ખાવું. દુધ પીવું અને તેના બરફી બાસુદી-પેંડા ઉડાવવા અમારી પાસે રંહેંટ ખેંચાવી ગળામાં દોરડું નાંખી ઝુંસરી બાંધવી આરા ખેંચાવી અન્નાની લાવ લકજા કરવી હળ ખેડવાં અને અમારા બચ્ચને માટે સરજેલું દુધ પોતે ચાહ પાણી કરી ઉડાવી જવું અને અમોને એકલા ઘાસના સુકા પુળા ખવડાવવા અમારા ચામડાના જોડા અનેઢોલ નગારા બનાવી પોતાના કાનને રીઝવવા અમારા હાડકાં ખાંડમાં ઉકાળી સફેત બનાવી અને અમારા માંસના ભજીયાં બનાવીને ખાવાં આવી તરેહથી અમને દુઃખ દેનાર દ્વિપાદ પશુ જે માણસ છે તેને સાસન કરવા ઇશ્વર રાજા કે કોઈ ધર્માચાર્ય નીકળ્યો નથી. તે ઉપરથી અમારો નિશ્ચય તો એવો થાય છે આ જગતમાં ઇશ્વર જેવુ કાંઇ છેજ નહિ. એ તો બ્રાહ્મણો લાડું ખાવા માટે ગજવાના ગપાષ્ટકો પ્રવતાવી રહ્યા છે એવું અમને ભાસે છે.

એક અમેરિકન ડોકટરઃ—હાલમાંજ અમે એક નવી શોધ કાઢી છે. તેથી જગતમાં રોગની ઉત્પત્તિ થતી અટકાવી શકાશે. મનુષ્યનું શરીર જમીનમાં દાટવાથી જમીનમાં કીડા પડે છે અને જમીન ગંધાઈ ઉઠે છે. તેથી જંતુ વિદ્યાના શોધ પ્રમાણે સર્વ રોગો પેદા થાય છે. એટલા માટે મનુષ્યના ચામડાના જોડા બનાવવા અને તે મનુષ્યની ચામડીની સમાન હોવાથી પગમાં ઘણા સુંવાળા અને તનદુરસ્તી વધારનારા થાય છે. અન્ય પ્રાણીના માંસ કરતાં મનુષ્યે મનુષ્યનુંજ માંસ ખાવું એ વિશેષ તનદુરસ્તીકારક છે. અને ગરીબ લોકોના સ્ત્રીઓને દોહન કરી પૈસાદારોને તે દુધ પાવાથી ગરીબોના ગુજરાન ચાલશે અને મનુષ્યને મનુષ્યનુંજ દુધ મળવાથી તનદુરસ્તી વધારનાર થઇ પડશે એવી અમારી માન્યતા છે. જો આ કોનફ્રન્સ પોતાની સંમતિ આપે તો આખી

પૃથ્વીમાં ફરજીઆત કાયદો રચી તોપના ગોળે અમલ કરવામાં આવે એવી મારી દરખાસ્ત છે.

માંદો માણુસ=હું મ્હોટો શ્રીમાન જોરાવર અને વગસગવાળો કુટુંબી આબરૂદાર મનુષ્ય હતો. અને સર્વ વાતે સુખી હતો. પણ મારા પાડોશીએ મને તાવ આવ્યો એમ જાણી મારા ઘરમાં પેસીને મારી બાયડી છોકરાં ઉપર રાજ્ય ચલાવવા લાગ્યો. અને મારા ઘરમાંના શસ્ત્રાસ્ત્ર પોતાના ઘરમાં લઇ ગયો. અને મારી સ્ત્રીને કહ્યું કે જો તમે મૂળા સમારવાની છરી પણ રાખશો અગર ફટાકાની પેટી પણ રાખશો તો તમને તોપને ગોળે ઉરાડવામાં આવશે. અને રાજ્યદ્રોહી ગણવામાં આવશે. તમારે મને કર આપવો અને તેના અમે દારૂ ગોળા વસાવીને તમારા ઘરની સામેજ તોપ મૂકીશું. અને સૈનિકો વીગેરે તમારા ઘરની આજુ બાજુ રાખી હમારા સૈનીકો તમને કેદ કરી રાખશે. તમે અમારા આજથી જીતાયલી પ્રજા સમાન જેવા તાબેદાર છો અમારા વિમાન તમારા છાપરા ઉપર ગણગણશે. તમારા ટાંકા કૂવામાંથી પાણી કાઢવાનો અધિકાર તમને નથી પણ અમે પાઇએ એટલુંજ પાણી તમારાથી પીવાશે. અને ઝાડો પીસાબ કરવા અમારો પરવાનો લેવો પડશે. બજારમાં શાક તરકારી લેવા જવું હોય તો અમારી રજા ચીઠ્ઠી જોઇએ. આવી રીતે પેલો માંદો પડેલો માણુસ કોનફરન્સમાં આવી પોતાની હકીકત મૂકી કહ્યું કે આવી રીતે આખી દુનીયામાં અન્યાય ચાલે છે તે હું ભીખારી થયલો ઘરધણી તાવ ઉતરી ગયા પછી મારી હકીકત આ કોનફરન્સ આગળ રજુ કરૂં છું તો કોનફરન્સે ઠરાવ કરવો કે આવી તરેહના ધનલોભી, રાજ્યલોભી અને ગરીબને નીચોવી ધોલ મારી તેને ઘરમાંથી કાઢી મૂકનાર અને પોતે ધણી થઇ બેસનાર દ્વિપાદ પશુને શું શીક્ષા ફરમાવવી અને તે કદાચ ન્યાય કે ધર્મ હોય તો તેને શું બક્ષીસ આપવી તે આ કોનફરન્સે નકકી કરવું.

# प्रकीर्ण विषयो.

ચાકર—ચાકર રાખવો એટલે ચોર ચાડીયો દારૂડીયો અને વ્યસનીને ઘરમાં બોલાવી રાખવા બરાબર છે. અને તેમ કર્યા બદલ તેને પૈસા આપવાના હોય છે. જેના ઘરમાં હાડકાની હરામ સ્રીઓ અને જેને બહાર ભટકવાની ટેવ હોય તેને ત્યાં એવા ચાકરોની અવસ્યે જરૂર પડે છે. એ ચાકરો શેઠની સર્વ ગુપ્ત ઘરની વાત અને વસ્તુઓ જાણે છે. તેઓ શેઠાણીને દારૂની બાટલીયો આણી આપવામાં તથા છુપા સંદેશા ચલાવવાના કામમાં તથા તેમને માવો મલાઈ અને ફ્રુટ તથા ખાનપાન વીગેરે આપવાના કામમાં ઘર ધણી ઉપર રાજ ચલાવે છે. અને જીંદગી પરાધિન થાય છે. શેઠને અંગરખો કે પાઘડી જોઇએ તો રામા કબાટમાંથી મારો અંગરખો લાવ. મારી પાઘડી કયાં છે? બુટ લાવ. સુડી સોપારીને પાનની પટી લાવ. પહેરવાનું ધોતીયું લાવતો. એમ ગાદીએ પડયા પડયા બુમ પાડયા કરે છે રામો એઠવાડ ઉટકતો હોય તો ઘડી રહીને બધુ લાવે છે. ત્યાં સુધી શેઠ બુમ પાડયા કરે છે. આ પ્રમાણે પરાધીન થઇ ચાકરને હાથ જીવન આબરૂ અને ગુપ્ત રહસ્ય જાય છે. અને સર્વ વાત ચાકર જાણે છે. શેઠને કેદમાં મોકલવો હોય તો પણ તે શકિતમાન છે. શેઠના ઘરમાં ચોરી કરાવવી હોય તો બીજા ચોરને દાખલ કરાવનાર પણ તે છે એ લોકોને ચોરીના વખત. શેઠ જમવા બેઠો હોય ત્યારે ઝાડે ફરવા કે ન્હાવા બેઠો હોય ત્યારે ઉંઘતો હોય ત્યારે અગર કોઇ કામમાં ઉઠાય નહિ તેવી રીતે બેઠો હોય ત્યારે બીજા કોઈ ચાકરનું અનુસંધાન કરી નીસાન કરે ત્યારે પાછલી બારીએથી ઘરમાંથી દાણાદુણી અથવા એવીજ કંઈ વસ્તુ આપી દે છે. અથવા તો એકાદ ઠેકાણે સંતાડી રાખે છે. અને પોતે અંધારે અજવાળે લઇ જાય છે એ પ્રમાણે સર્વ ચીજો લઇ જઈ તેનો વિનાસ કરે છે એક ચાકરડી તપેલીએ ઇંટ ભાગતી હતી. તે શેઠની નજરે આવ્યાથી શેઠે કહ્યું કે તપેલી ઘસવા મુકી પથરાવતી ભાગ. આમ તો તપેલી કાણી થાય અને ગોબા પડે. વળી કહ્યું તારા ઘરના વાસણ માંજતી વખત વાસણ

હતી ઈંટ ભાંગે છે ખરી કે ? ચાકરડીએ કહ્યું કે "તમારા વાંસણુ કાણા થાય તેમાં મારે શું." તમારી પાસે ઘણાએ પૈસા છે અને બીજી ઘણીએ તપેલી તમે લઇ આવશો. આવી રીતના ચાકરો હોયછે.

રંધવારો—રસોઇ કરનાર અને ચાકરની એક સંપી હોય છે અને તે આઠ દહાડામાં બે જણ મળીને એક આખો ઘીનો ડબો ઉડાવી જાય છે. વાડીએથી અઠવાડીયામાં એક બે વખત શેઠ ઘેર જમવા આવે છે તેને ઘીમાં બોળીને રોટલી મૂકે છે અને ઘીનો ડબ્બો મંગાવે છે. દુધ ઉપરથી મલાઇ ખાઈ જાય છે. ભેંસનું દૂધ પ્રથમ પોતે પી જાય છે. અને શેઠને અચ્છેર દૂધ આપે છે અને શેઠ પૂછતાં કહે છે કે ભેંસ તો ઉડી ગઇ અને દુધ બરાબર દેતી નથી.

એક ઠેકાણે રસોઇઆની બેદરકારીથી ઘીની બરણી રાતે ઉઘાડી રહેવાથી અંદર બે ઉંદર પડયા શેઠ નવું નવું ઘી અંદર લાવીને નાંખે પણ રસોઇઆ બરણી કોઇ દિવસ સાફ કરે નહિ. એમ કરતાં ઘી ગંધાવા માંડયું. શેઠ ઘીવાળાને રૂપડાવે ઘીવાળો કહે મારી દુકાનનું સારામાં સારૂં ઘી તમને આપું છું. પછી તેણે એક દિવસે ચાકર તો બરણી સાફ નહિ કરતા હોય માટે હું સાફ કરીને આપું. બરણીમાં ઉંદર જણાયા ઘીવાળાએ શેઠને બતાવ્યું. જુઓ આ તમારા ઘરના ચાકર અને રસોઇઆની કાળજી. આ પ્રમાણે પણ ઘણી વખત બને છે.

હવે જે માણસને ઘણું કામ હોય છે વકીલ ડોકટર કે સ્કુલ મીસ્ટ્રેસ વીગેરે કામાર્થી માણસને હલકા દરજ્જાનું કામ થઇ શકતું નથી તેથી તેમને ચાકરની અવશ્ય જરૂર પડે છે. પણ જો ઘર ધણીની આંખ ચોગરદમ ફરતી હોય અને ચાકર ઉપર કાબુ રાખવાની અકકલ હોય તો ઘરમાં અથવા પોતાની જાણમાં સઘળી વસ્તુ અને કામકાજ ઉપર દેખરેખ રાખી શકે છે તેથી ચાકર હુકમ ઉઠાવનાર થાય છે અને ચોરી કરી શકતો નથી તેમ શેઠના ઉપર કાબુ રાખી શકતો નથી.

× × × × ×

# बलमिति ब्रह्म

આગેસે લાત ઓર પીછેસે બાત આ કહેવતનો ભાવાર્થ બરાબર સમજવા જેવો છે. બૃહસ્પતિ જેવા પણ બોલબોલ કરનારા પોપટજી પાંજરામાં પૂરાય છે અને પગમાં જંજીર પહેરાવે છે. ઉપરથી હાંતણની સળીના માર મારે છે. પાંખ ઉખેડી લે છે. આજ વાતનું સમર્થન હોમરે પોતાની ઇલીયડમાં બતાવી કરેલું છે. બતાવવું કંઈ આપવું કંઇ લેવું કંઈ, કહેવું કંઇ, કરવું કંઇ બોલવું કંઈ એ કલિની ચાણક્ય નીતિ છે. અને ભલભલા તેને વશ વર્તે છે. આગુસે લાતનું ફળ આ જણાય છે.

હવે આગુશે લાતનું ફળ રશિયાના પ્રીન્સ ઝારીચે પૃથ્વી પ્રદક્ષિણા કરવા નીકળ્યો, સાથે ગનબોટોનો એક કાફલો લીધો. જ્યાં જ્યાં એનો મુકામ થાય તે તે દેશના રાજાઓએ એને એકએક તોપોનું માન આપ્યું પણ એ જયારે ચીનમાં ગયો ત્યારે ચીનાઈ પ્રધાને કહ્યું કે પરદેશી મુસાફરો આવે તેને માન આપવું ન આપવું અને કેટલું આપવું તે બદલ ચીની પ્રજામાં રીવાજ નથી તેથી અમે માન નહિ આપીએ. પ્રીન્સ ઝારીચે કહેવડાવ્યું કે માન ન આપવું હોય તો લડવાને આવી જાઓ અમારી મનવારો તૈયારી કરીનેજ આવી છે. આ વાત ચીનાઇ સરકારને કાને ગઈ તેથી તેમણે વિચાર કર્યો કે આપણી પાસે કંઇ એવો મજબુત કાફલો નથી અને નાહક રાજનો કંઇ ભાગ બથાવી પાડશે. માટે કહેણ કહેવડાવ્યું કે આવો ભાઈ સાહેબ તમને ૧૦૧ તોપનું માન આપીશું. અમારો રીવાજ કાંઇ જોરાવરની સામે થવાનો નથી. એ તો સમય પુરતું રાજદ્વારી વચન હતું તે હવે અમે ફેરવીએ છીએ. રાજદ્વારી વચનો તો આંબા બોલા અબા ફોક. મુક કમજોર પાછળથી પોક—આના જેવા છે.

આવી રીતે આગુસે લાતનો પ્રભાવ છે. માટે ચૌદમું રતનજ અજમાવવા જેવું છે. આને માટે એક દ્રષ્ટાંત આપીએ છીએ.

હાથમાં કરતાલ અને વીણા લઈને નાચતા નાચતા અને ગાતા નારદ પ્રવેશ કરે છે.

**નારદ—** નારાયણ નારાયણ જય ગોવિંદ હરે.

બીજી તરફથી તેલ લ્યોરે મીઠાં તેલ.

આમ બૂમ પાડી એક ઘાંચી માથે તેલના દેગડા સાથે ત્યાં આવે છે.

**નારદ—**આજ બે દિવસ થયાં કંઇ ધબાધબીના સોદા થાય એવું મલ્યું નથી, તેથી તંબાકુ ખાનારને જેમ તંબાકુની અને ગાંજો પીનાર ગંજેરીને જેમ ગાંજાની તલપ લાગે તેમ મને પણ સત્ય ધર્મનું સ્થાપન કરવા હાથો હાથની લડાઇ જમાવ્યાવિના ઝંપ વળતો નથી.

ઘાંચી—સુંદર તેલ દિવેલ કે સરસીયાની ભેળશેળ વિનાનું સોનું ચોખ્ખુ તેલ, ખાય સહેલાણી મનમાં વખાણી અરે એ ભરામણના દીકરા તમારૂં ભજન મને બહુ હારૂં લાગે. હોવે જાણે મારો બાપો ભગવાનીયો ઝટ કરતોક આભલામાંથી ઝગારો દેતો તડાક ઉભો રહેશે. આવા ભજનીયાં તો મેં કોઇ દી સાંભળ્યા નથી. અલ્યા ઉભી પૂંછડીયા તમને પાયલાગું હું બહુ દુઃખી છું. માટે મને સુખ થાય એવો ઉપાય બતાવો.

**નારદ—**(સ્વગત) મૃત્યુ લોકનો આ પણ માનવી અને તે પણ કોઇ અજબ લાગે છે. એની જાત શું હશે ? એતો ઘાંચી. ઘાંચી અને સેતાનની માંચી વાહ પાત્ર તો ઘણે દહાડે ઠીક હાથ આવ્યું (પ્રકટ) અલ્યા ઘાંચી જોયું મેં તારૂં કર્મ વાંચી. ગભરાઇશ નહિ બાપુ ગભરાઇશ નહિ. તારે દુઃખ શું છે તે તો કહે ? અલ્યા તારી ઉપર હું પ્રસન્ન છું. માગ માગ માગે તે આપું.

ઘાંચી—આપજી મારે બાયડી પાધરી નથી. રોજ ધોકો લઇ મારે છે. અને તેલ વેચ્યાના પૈસા બધા છીનવી લે છે. પુરૂં ખાવામે પણ આપતી નથી.

**નારદ**—અલ્યા મરદ છે કે હીજડો તારી બાયડીને શું ચાર હાથ છે અને તને બે હાથ છે, તેને પણ બે હાથ છે. સાંભળ આ જગતમાં ચૌદમું રતન સઉથી જોરાવર છે. રાવણનું રાજ કેમ ગયું તે જાણે છે ? એ રોજ જપ જપતોકે સબસે જોર મારહે.

માર્નેસે ભૂત ભડકે. માર્નેસે ડાકન સટકે.
માર ડરસે કોઇ નવ અડકે.

**જો સાંભળ**—બુધે જાર બાજરી, બુધે નાર પાધરી,
બુધે ડોબું દહોવાદે, બુધે સીધું થાવાદે.

**પદ.**

ગ્રહી લે ચૌદમું રતન મનોહર,
કરધર પછી નિર્ભય સઉસ્થળ ફર.
એ રતને નવ કોઇનો છે ડર,
ભાળી શત્રુ જતો નાસી ડડબડ.-ગ્રહી.
એ રતનજ તુજ સમીપ નિહાળી, તુજ
પ્રતિ આંગળી નવ કરશે.
જોતામાં પાછા ફરશે, ભય તુજ સર્વ સમય ધરશે,
બળ તે તું ગ્રહી, થઇ વીર આ ગ્રહી, લાઠી
કર લઇ ચોગરદમ પછી ફેરવજે.-ગ્રહી.

**ઘાંચી**—કાલેજ મારા જોડાને નાળ જડાવ્યા છે. હવે જો મળે તો તરત પાધરી કરી દઉં અને જો ધોકો લઈ આવે તો રાંડને જોડે જોડે તાલકું તોડી નાંખું હું કોણ ઈબરામ તેલી.

નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થાય છે. અને ઘાંચણના ઘેર જાય છે. તેને જોઇ ઘાંચણ હાથ જોડી કહે છે.

અલ્યા બ્રાહ્મણ તને પાય લાગું. બહુ સારા ભજન બહુ સવાદ લાગે. મુઓ સવારનો ગયો છે તે હજી તેલ વેચી આવ્યો નથી. ઘરમાં દાણો નથી. હવે તો રોટલા શેના ઘડું અને હજી પણ શું ?

**નારદઃ**—હજુ તેલ વેચાઇ નહિ રહ્યું હોય તેથી નહી આવ્યો હોય માટે મોડો આવશે.

**ઘાંચણઃ**—નહિ બાપલીયા. એનો મુઓ પીઠામાં મુઓ હશે. રોજ તેલ વેચીને ત્યાં જાય છે અને પેલા પૃથ્વીપરના અમૃત એત્રડીયાના એબાર ચઢાવી બધા પૈસા આપી લથડીયા ખાતો ઘેર આવે છે. મારે અવતી કાલે કાળી માતાને કુરબાની કરવાની છે તો એકાદ ડોબું મળે અને પેલાને પૈસા મળે તો વેચાતુ લઇએ.

**નારદ**—અરરર ? બાઇ તું બહુ દુઃખીયારી જણાય છે. આવો છાકટો ધણી તો કોઇનો મેં જોયો નથી. આતો નિરંકુશ વનના હાથી જેવો દોડી ઝાડનો ક્ષય કરતો ફરે છે. સ્ત્રીઓને તો દેવી સમાન ગણવી જોઇએ જો કોઇ એને ચૌદમું રતન ચખાડે તો તારો ધણી તરત ઠેકાણે આવે અને તને સુખ આપે.

**ઘાચણ**—હું તો રોજ એને થોડું થોડું તો ૧૪ મું રતન આપું છું પણ માનતો નથી.

**નારદઃ**—પણ એ ધરાય એટલું તું આપતી નહિ હોય. તેથી બાકી બાયડીઓ તો એવી હોય કે ધણીને ધાકમાંને ધાકમાં રાખે. બેઠ કેતાં બેસે ઉઠ કહેતાં ઉઠે. પણ તું તો નબળી પડી ગઇ એટલે તને એ ગાંઠતો નથી.

**ઘાંચણઃ**—હા. બાપજી સાચું કહ્યું. મને ૧૫ દિવસથી તાવ આવતો હતો તેથી નબળી પડી ગઇ છું પણ હવે તો સારી થવા આવી છું. એટલે આજતો ઘેર આવવાનીજ વાટ જોઉં છું. આવે કે તરત ૧૪મું રતન એવું આપું કે તે પણ જન્મારામાં યાદ કરે. કદાચ તેનાથી તે મરી જશે તો શું થયું. નાતરૂં કરતાં કયાં વાર છે. બીજો સારો ધણી થશે.

**નારદઃ**—ચાલો હવે આજે તો ઠીક જામશે ખરું. ચાલ હવે અંતરધ્યાન થઇ જાઉં અને જોઉં કે કેવી બાઝે છે જોવાની ઠીક મઝા પડશે.

કવિઃ—ઘાંચી આવે છે. એક પાસેથી બાયડીએ ધોકો લઇને ઘાંચીને ઝુડવા માંડ્યો. અને બીજી પાસથી ઘાંચીએ નાળ જડેલો જોડો હાથમાં લઇ બરડામાં આપટવા માંડયો. આ ધમાચકડી જોઈ નારદ અંતરિક્ષમાં હસે છે. નાચે છે. અને કહે છે કે ઠીક આમી ઠીક આમી હજી ચલને દો. ખુબ લોહી લુહાણ થાશે અને ઘાંચી ભોંય સરસો પડશે ત્યારે સમાધાન કરીશું હાલ તો જોવામાંજ મઝા છે.

ઘાંચણ:—કોઇ ધાઓરે ધાઓ આ મુઆએ તો મારો વાંસો ભાંગી નાંખ્યો. મારૂં તાલકું તોડી નાંખ્યું. હું લોહી લુહાણ થઇ ગઈરે બાપલીઆ. એના બાપને ત્યાં જઇને શું ચઢાવી આવ્યો છે કે જાણે બીજો મૃત્યુ લોકનો જમરાજા. ઘડીકમાં મને ભરખ કરી જશેરે બાપ. હું તો જીવથી જઇશરે?

નારદ પ્રત્યક્ષ થાય છે. અરે આ શું કરો છો? ધણી ધણીયાણી થઇને આનંદ ભોગવવાને બદલે આવી મારામારી. સુખને સારૂં પરણ્યા છો કે આવી મારામારી કરવાને. આ લાતમ લાત કેમ ઝુડયા કરો છો પ્રેમથી હળીમળી ઘરસંસાર ચલાવો. પછી ઘાંચીને ઉદ્દેશીને કહે છે. અલ્યા મૂક મારે પગે હાથ અને સોગન ખા. કે હવેથી પીઠામાં નહિ જાઉં. બાયડીને ઉદ્દેશી કહે છે. અલી? તું નકામી હિંસા કરવાનું શું કરવા માથે લે છે. તને લોહી લુહાણ થઇ તેથી દુઃખ થયું તેમ કુરબાની કરતાં ઢોરને દુઃખ નહિ થાય કે તને વાગ્યું તેમ તેને પણ વાગે.

ઘાંચણ:—બાપજી દેવને ખુશી કરવા તે કહેવી રીતે થાય. માટે ઢોરની કુરબાની કરવાની કરૂં છું. ન તો ઢોરને પણ મારી પેઠે દુઃખ થાય ખરૂં.

નારદ:—એવો કયો ઘાતકી દેવ છે કે તે દૂધાળા અને આપણા માટે અનાજ પાણીની ખેતી કરનારા ઢોરોને મારી નાંખવાથી રાજી થાય. પરમેશ્વરની રૈયત તમે છો તેમ ઢોર ઢાંખર પણ તેની

રૈયત છે. અને ખેતી કરી આપણને હાણો ખાવા આપે છે અને પોતે તો ઘાસ, પુળા ખાઇને પેટ ભરે છે. માટે એ પરોપકારીને મારે એવો દેવ કોઇ નથી. એ તો ઉલટો ગુસ્સે થાય. માટે સોગન ખા કે હું એવું નહિ કરૂં. એવા પરોપકારી પ્રાણીનો જીવ ન લઈશ એવા સોગન ખાઈ મારા પગે હાથ મુક અને ધણીને ગાળ દેવાનું તથા મારવાનું બંધ કર.

**ઘાંચણ**—મારી તેવી પ્રતિજ્ઞા છે. હવે હું કોઇ દિવસ કજીયો નહિ કરૂં લડાઇ બંધ છે. નારદ અંતર્ધ્યાન થાય છે.

**ઘાંચી**—અલી હવે તું મને નહિ મારતી અને હું તને નહિ મારૂં. આવો પેલા બ્રાહ્મણે કહ્યું તેમ આપણે સુખ ભોગવીએ.

**ઘાંચણ**—આવરે મહારા વીરા.

**ઘાંચી**—આવરે મારી લાડી. આપણે રહીશું હવે ઘર માંડી એમ કહી ભેટી પડે છે.

**ઘાંચી**—સુખમય સંસાર હવેથી ભોગવે છે.

આ આગુસે લાતનું ફળ શાંતિ થઇ જો આગુસે બાત કરી હોત તો ઘાંચીને રોજ માર ખાવો પડત. માર બંધ થયો ન હત એ આ લોકમાં પ્રચલીત દ્રષ્ટાંતથી સમજવાનું છે



# લગ્ન.

લગ્ન કરવાથી સંસાર સહેલો સુખમય અને ઓછા ખરચનો થઇ પરસ્પર સહાય મળે છે. વંશવૃદ્ધિ થાય છે અને ઘડપણે માતા પિતાની સેવા છોકરાઓ કરે છે. તે પ્રમાણે વેશ્યા અથવા ડાયવોર્સ કરનારી સ્ત્રી અગર પુનર્લગ્ન કરનારી સ્ત્રી સુખ આપી શકતી નથી. બ્રહ્મ વિવાહિત સ્ત્રીની સાથે માદક ઉત્તેજક અને સ્થંભક ઔષધિ ન વાપરવાથી ધણીધણીયાણીનું બ્રહ્મચર્ય ખંડિત થતું નથી. પરણવાના આ ફાયદા છે. જ્ઞાતિજનો એક બીજાને ઓળખે છે તેમજ તેની આજુબાજુના માણસો સગામિત્ર ઓળખીતાં તેના ગુણદોષ જાણે છે. બ્રહ્મ વિવાહથી સાસુ સસરો માતાપિતા અને સ્ત્રી તથા શાળાઓ તથા મામા દીયર જેઠ સર્વ કોઇની સંમતિ છે એવું જમવા ખાવાના અને ચાંલ્લા આદિના રીવાજથી સ્પષ્ટ જણાઇ આવે છે. અને કદાચ ધણીધણીયાણીને કજીયો થાય તો ઘરડાંઓ વચ્ચે પડી તે કજીયો થવા દેતા નથી; હવે પાશ્ચિમાત્ય લગ્નમાં બહારનો ભપકો પૈસો અને જુવાની આગમચથી જોવામાં આવે છે. અને બેજ જણા પોતાની અકકલથી કોઇની સંમતિ લીધા વિના લગ્ન કરે છે. લગ્ન થયા પછી ભાઇના ભોપાળાં અને મીજાસને લીધે ડાઇવોર્સ કરવો પડે છે. મોટપણે પરણવાથી સ્ત્રી અને પુરૂષ સેંકડો જણના સંબંધમાં આવી બગડે છે. અને કોઇની સંમતિ લેવામાં આવતી નથી. પરણ્યો એટલે ઘરની બહાર જુદો રહે છે. પણ બ્રહ્મ વિવાહમાં તો બાપના ઘરમાં છોકરો અને વહુ રહે છે અને એક મોટાં મદદગાર થઇ પડે છે. નાતરૂં કે ડાયવોર્સ થઇ શકતા નથી. તેમ એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરી શકાતી નથી. કન્યાનું દાન દીધું એટલે કન્યાના માબાપને તેના ઉપર કોઇ પણ તરેહનો હક નથી અને કન્યાને પોતાના ઘરમાં રાખી શકાતી નથી. પણ સાસરે મોકલવી પડે છે. જે માતા પોતાની છોકરીનું કુટણખાનું કરીને કુટણી તરીકે પોતાને ઘેર રાખે છે તે વેશ્યા જેવી આલેખાય છે અને જન-

સમુદાયમાં નિંદાને પાત્ર થાય છે માટે હિંદુ રીવાજ જે ઋતુમતિ થયા પહેલાં કન્યાનું દાન કરવું એ સુખાવહ છે. તેમજ ધણી-ધણીયાણી માતા પિતા સાસુ સસરો ઈત્યાદિને મરણ પછી સ્વર્ગનું સુખ મેળવી આપે છે. આ ફળ બ્રહ્મ વિવાહનું છે.

---

## રાજા અને પ્રજા.

દોહરો

પીપળ પાન ખરંતા, હસતી કુંપળીયાં,
મુજ વીતી તુજ વીતસે, ધીરી બાપુડીયાં.

આ દોહરો કોઈ અનુભવી કવીનો છે. જે હિંદીવાને રાસમાળા વાંચી હશે અને ટોડનું રાજસ્થાન વાંચ્યું હશે તેને સ્પષ્ટ જણાશે કે જે વખતે મુગલોનું રાજ્ય હતું અને હિંદીવાનોને જમીનમાં દાટી પથરે પથરે ઘંટ વગાડવા બદલ નીમાજમેં ખલલ હોતા હે કહી મારી નાંખ્યા હતા તે જાહોજલાલીવાન તરવારનો દોર બતાવનારા આજે મ્હોટે દરજ્જે રાજ પડયા પછી દુઃખી હાલતમાં જોવામાં આવે છે. શિવાજી જેવા શૂરવીરોની ટોળી ઠેરઠેર ઉભી થાય છે અને દીલ્હીના બાદશાહ સમાન મહારાજ્યને વેરણખેરણ કરી નાંખે છે. જ્યારે રાજા રક્ષણ કર્તાનું સ્વરૂપ છોડી લુટારાનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે આવી ટોળીઓ આપોઆપ ઉભી થાય છે અને તે વીખેરી નાંખવી અશકય થઇ પડે છે.

ગ્રીસ અને રોમનો ઈતિહાસ વાંચનારને સ્પષ્ટ જણાશે કે એલેકઝાન્ડર ધી ગ્રેટ, સીઝર, એન્ટેની અને કલીયોપેટ્રા, ઈત્યાદિની કતલો અને તોર તથા શસ્ત્રબળ ઘણું હતું તે રાજ્યનું નામ પણ આજે પૃથ્વી ઉપરથી ભુંસાઇ ગયા જેવું છે.

રાવણનું રાજ્ય હતું તે સોનાની લંકામાં આજે એક વાલ સોનું પણ મળવું મુસીબત ભરેલું જણાય છે. આવી રીતે માયાનો

સતત ફેરફાર અને ઉલટપાલટ થયા કરે છે. તે ઉપરથી ચંદ બારોટે પૃથ્વીરાજને કહ્યું હતું કે નૃપ શોચ ન કીજીયે કાહુનકો વસુધા કીનકે ઘર નાહિ રહી."

રાજા પોતાનું રાજ્ય અવિચલ કરવા અનેક ઉપાયો યોજે છે અને પ્રજાને જાત જાતની સાંકળોથી બાંધી પરતંત્ર કરે છે. છતાં રાજ્ય અવિચલ રહી શકતું નથી. બ્રીટીશ રાજ્યમાં પ્રજાને નિઃશસ્ત્ર બનાવી છે છતાં સંપ અને સત્યાગ્રહ રાજ્યનો પાયો હલાવી શકે છે એવું મહાત્મા ગાંધીજીએ બતાવી આપ્યું છે.

રાજાનો જેમ જેમ શસ્ત્રબળે-પગપેસારો અને શાંતિ ઝ.મતી જાય છે તેમ તેમ તે જીતાયલા દેશો ઉપર કરનો બોજો વધારતાજ જાય છે.

લશ્કર અને રાજ્ય કૃત્રિમી પુરૂષો અને કારભારીઓ પોતાની સ્ત્રીઓને દુર દેશાંતરમાં દોડધામ કરાવી સાથે રાખી શકતા નથી. તેથી કરીને તેમને વર્ષોના વર્ષ સુધી વિયોગ વેઠવો પડે છે. પુરૂષને માટે લશકરમાં વેશ્યાઓ રાખી આપવામાં આવે છે..આ પ્રમાણે પ્રજા વરણશંકર થાય છે. મહાભારતની લડાઈના નેતાઓ લડાઇની વખતે મોખરે ઉભા રહી લડતા હતા. હાલની લડાઇમાં ૧૦-૧૦ રૂા. ના સીપાઈઓ લશકરને મોખરે મૂકવામાં આવે છે. અને કમાન્ડર ઇન ચીફ-તથા બીજા નેતાઓ પાછળ રહે છે. અને લડાઈના પ્રદેશથી દૂર રહીને માત્ર હુકમ છોડયા કરે છે.

હાલના યુધ્ધના સાહિત્યો અને પ્રાચીન યુદ્ધના સાહિત્યો તથા વ્યુહ રચનાઓ નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન જણાય છે.

| **જુની રીતના અસ્ત્રો** | **વર્તમાન** |
|---|---|
| પર્વતાસ્ત્ર | વાયરલેસ ટેલીગ્રાફ |
| બ્રહ્માસ્ત્ર | ડાયનેમીટ્ર |
| પશુપતાકાસ્ત્ર | પીકરીકએસીડ ગન કોટન |
| નારાયણાસ્ત્ર | ટેલીફોન |
| ચક્ર | ટેલીગ્રામ |

| | |
|---|---|
| ત્રિશુળ | સાયકલ |
| તરવાર | પોષ્ટ ઓફીસ |
| શંખ વગાડવા માટે | રેલ્વે |
| વરૂણાસ્ત્ર | ગનબોટ |
| વજ્ર | સબમરીન |
| ગદા | ક્રુઝરો |
| મુદ્દગર | ડ્રેડનોટ |
| તીર | તોપ |
| ભાલા | બંદુક |
| રથ | રીવોલ્વર |
| શકટ વ્યુહ | મશીનગન |
| વજ્ર વ્યુહ | હોવીટ્ઝર |
| કોઠા યુધ્ધ | બોમ્બ |
| કીલ્લા | ડમ ડમની ગોળી |
| છાપા | એરોપ્લેન |
| નોબત | કાર્તુસ |
| ઢોલ—નગારાં—પખાજ | દુરબીનો |
| ભુંગળ | વાજાં (બ્યુગલો) |
| | ઢાલ પડઘમ |
| | ટ્રેંચીસ |
| | બખ્મા |
| | માઉન્ટન બેટરી |
| | કવાયત |
| | ઘોડેસ્વાર અને પાયદ |

લાઇન ઓફ કોમ્યુનીકેશન અને રેલ્વે સ્ટેશન તથા બં નાકા અને આગબોટને જવા આવવાના માર્ગ નાકા, કોલસા અ સબમરીનો રાખવાના ઠેકાણાં—વીજળીક તારો વીગેરે વીગેરે.

પાયદળ તરવારે લડતું નથી પણ બંદુક અને બેગનેટ દુર ઉભા રહી શત્રુને માર મારે છે. જીતાયલા પ્રદેશની પ્રજા પા હથીયારો છીનવી લે છે.

પ્રતાપસિંહના ભાઈએ જ્યારે મુગલ સૈનાના ઉપરી થઈ મુગલ બાદશાહની નોકરી સ્વીકારી હતી. ત્યારે હિંદીવાનોનું સૈન્ય આગળને મોખરે અને જ્યાં કતલ થવાની ન હોય ત્યાં મોગલો રાખતા અને કહેતા કે "હોને દો એ કાફરકી કતલ" એમ કહી પોતાના ચુનંદા માણસોને પાછળ રાખતા. આવી તરેહનો પક્ષપાત જોઈ રાણા પ્રતાપસિંહના ભાઈએ પાછી પોતાના ભાઈ સાથે સલાહ કરી હિંદુ તરીકે વર્તવા લાગ્યો. કારણકે મુગલોની લુચ્ચાઈ તે પાછળથી સમજી ગયો હતો.

અસલના વખતમાં પ્રજાના હથીયાર લેવાની રીત નહોતી. કાગળના નાણા, નોટ, ચેક, કે કંપની એ વ્યાપાર અસલ ન હતો.

---

## પુનર્જન્મ

મરવા પહેલાં થોડા સમય ઉપર કરેલા કર્મનું ફળ જો પુનર્જન્મ ન હોય તો કરનારને મળી શકતું નથી. બાળક જન્મે છે તે કોઈ સુખી કોઈ દુઃખી ત્યારે કોઈ અકાળે મરી જાય છે તે જો પુનર્જન્મની વ્યવસ્થા ન હોય તો કારણ વિના કાર્યની ઉત્પત્તિ કેમ થાય ? કોના ઘરમાં જન્મવું. કયા દેશમાં જન્મવું કે કયા માબાપને ત્યાં જન્મવું કયાકાળે જન્મવું સુખ દુઃખ ભોગવવું ગોરા કાળા કદરૂપા કે રૂપવાન થવું કઈ જાતિમાં જન્મવું કયા કૂળમાં જન્મવું વિદ્યા લક્ષ્મી કીર્તી પામવી અને જતી રહેવી ઇત્યાદિ. ઇશ્વર નથી અને પુનર્જન્મ નથી તો શું મનુષ્યના હાથમાં છે ? આપણો અને ઇશ્વરનો સંબંધ આધાર આધેયનો છે માટે તેને સર્વાધાર—એવું નામ આપેલું છે. कर्म फलप्रदं धाता विधाता कर्ता हर्ता સર્વ શકિતરૂપ દૃષ્ટા સાક્ષી નિર્ગુણ प्रज्ञाशीतारम ગુરૂત્વમાન—ધારણ આકર્ષણ શકિતવાળો સર્વ જ્ઞાન, સર્વ પ્રચારક અને સુખ સ્વરૂપ સત્ય સબલ અને એક ઇત્યાદિ વિશેષણોની વ્યવસ્થા કેવી રીતે કરવી વેદમાં કહ્યું છે તદનુસાર જડ જીવ—ઇશ્વર સગુણ અને નિર્ગુણ વિચારવાન શિષ્ટજનોને માનવું યોગ્ય છે. જો તે ન હોય તો કારણ અને હેતુ વિના કાર્યની ઉત્પત્તિ થાય

અવ્યવસ્થિત સર્વ થાય પણ કોઈ મહાન જ્ઞાન શક્તિનું આ જગદ્રૂપ કાર્ય છે. એ ઘણું ઝાંખી જોનારને સ્પષ્ટ જણાઇ આવશે. ગ્રંથ વિસ્તારભયે વીશેષ લખી શકતા નથી.

---

# अंतिम प्रार्थना.

હે પ્રભો ? તમારી આ અચિંત્ય અને અદ્‌ભુત વિશ્વરચના જેમ જેમ ઝીણું ઝીણું ઝાંખી વિચાર કરૂં છું તેમ તેમ તેની અલૌકિક રચના નિયમ હેતુ ઈત્યાદિ કાર્યે જોતાં હારી થાકી જવાય છે અને પાર પમાતો નથી. તો તારી પ્રાર્થના હું કેવી રીતે કરી શકું ?

એક સમયે વૃષ્ટિ નહિ આવવાને લીધે દુષ્કાળની ધાસ્તીથી દ્રવ્યવાન વ્યાપારીઓએ દાણા ઘાસ ઇત્યાદિ ખરીદ કરી સાચવી રાખ્યા. ઢોર ઢાંખર મરવા લાગ્યા અનાજના ભાવ ચઢી ગયા અને માણસો પણ ભૂખે મરવા લાગ્યા હું એકાંતમાં પ્રાર્થના કરતો હતો કે હે પ્રભુ ? મારી પાછળ મ્હોટા કુંટુંબની જાળ છે. તારે અમને મારવા છે કે જીવાડવા છે એટલામાં ઈશાનની વિજળી થઈ વાવાઝોડું થઈ મુશળધાર વરસાદ પડયો. અને સર્વત્ર આનંદ ફેલાઇ ગયો, અને એક ઘડીમાં આશ્ચર્યકારક ફેરફાર થઇ ગયો. અનાજના ભાવ ઉતરી ગયા એ ઉપર વિચાર કરતાં કરતાં બ્રહ્મ ચૈતન્યની અકલ મહાન શકિતમાં મન રોકાયું. અને કહેવા લાગ્યું કે કરૂણા સિંધુ ? જગન્નીયામક તારી કૃપા કેટલી બધી છે તે જાણવાને હું અશકત છું. મારા અંતઃકરણની દુઃખમય સ્થિતિ એક પલકમાં ફેરવી નાંખી સુખમાં પલટાવી નાંખી. આનંદાશ્ચર્યથી હું કહેવા લાગ્યો કે અહો તારી દેનગી તે કેટલી ? હું એકી વખતે આખું ફળ પણ ખાઈ શકતો નથી. એક ઝાડ ઉપર એવા અનેક ફળ તે ઉગાવ્યા છે અને એવા અનેક ઝાડો તે પૃથ્વી ઉપર મારે માટે તૈયાર કરી મૂકયા છે. શું હું એક આખું ફણસ ખાઈ શકું કે ? શું એક આખું તડબુચ ખાઇ શકું કે ? શું એક પપનસ કે ખરબુચુ ખાઇ શકું. કે એક ખજુરીના ખજુર ખાઈ શકું. કે

એક આંબલીના ઝાડની બધી આમલી ખાઇ શકું આ લટકતી કેરીઓ ૦॥ શેર ૦॥। શેર વજનની હજારો લટકી રહી છે. કેળના ઝાડ ઉપર કેળાંઓના કાતરાઓ વળગી રહયા છે. અંજીર, કોઠ દ્રાક્ષ, પપૈયા, નાળીયેર સોપારી એક આખું કોળું કે આખી દુધી હું ખાઈ શકું. એમાંનું કંઈજ ન ખવાય થોડુ ખાતામાં તો પેટ ધરાઇ જાય તેમજ આ પૃથ્વી ઉપર એટલું બધું ધાન્ય ઉગાવ્યું છે કે જો વરસે ચિતરા તો ધાન ન ખાય કૂતરા. એટલું ધાન ઉગાવી મૂકયું છે એક નાના ખસખસના દાણા જેવડા બીમાંથી મોટા કબીર વડ જેવા વૃક્ષો ઉગાવી મૂકયા છે. તેમાં વહેતા પોષક રસ અને તેની બારીકીથી રચના જોતાં તો પ્રત્યક્ષ ચૈતન્યરૂપ ત્રિભુવનના પ્રત્યેક પરમાણુમાં કામ કરે છે તે સ્પષ્ટ સમજાય છે. તેમ છતાં વેદશાસ્ત્રને નહિ માનનારા વ્યષ્ટિ દેહનેજ પોષણ કરનારા સુધારકો અહંભાવ ધરી ઇશ્વર જેવું કાંઇ છેજ નહિ. અને પોતે કદી મરવાના નથી. અને ફરી જન્મવાના નથી. નથી દેવ, નથી પીતા નથી ઇશ્વર એવું માની બેઠા છે. વેદ અને શાસ્ત્રો બ્રાહ્મણના પેટ ભરવાના ગપાષ્ટકો છે એવું કહે છે. પ્રમાણ વગરની વાતોને શીષ્ટ લોકો અને વિદ્વાનો દારૂ પીને લવારો કરનારા અથવા ગાંડા માણસનું બોલવું હોય કે બાલકનું બોલવું હોય તેવું ગણે છે. અમે તો એકજ ચૈતન્ય જે વેદશાસ્ત્ર અને પુરાણ પ્રબોધી રહયાં છે તેજ સત્ય માનીએ છીએ. દેવ પીતર અને ઇશ્વર ઇત્યાદિને માનીએ છીએ. અને દાન પુણ્ય કરેલું તે આવતા ભાવિ જન્માન્તરોમાં મળે છેજ. એવા નિશ્ચયના છીએ. અત્રે મરતી વખત કરેલાં દાન પુણ્યો તથા મરણની ક્રિયામાં આપેલા ખાટલા તથા ભોજન જે જે યોનીમાં જે જે સ્થળે તે જીવ ગયો છે ત્યાં તેને રૂપાંતરથી મળે છે. એ વિષય મહાભારતના ઉપર ટીકા કરનાર દેવલ ઋષિએ વિસ્તાર પૂર્વક વર્ણવેલો છે. તેમાંનો એક શ્લોક શ્રાદ્ધ નિર્ણય નામની ચોપડીમાંથી પૃષ્ઠ ૮૭ માં નીચે પ્રમાણે છે.

देवो यदि पिता जातः शुभ कर्मानु योगत
तस्मात्र ममुतं भूत्वा देवत्वेऽप्यनुगच्छति ॥
गन्धर्वे भोग रुपेण पशुत्वे च तृणंभवेत
आघ्वान वायु रुपेण नागत्वे प्युत गच्छति
पानं भवति यक्षत्वे राक्षसत्वे तथा मिषम
दन्हजत्वे तथा मंद्यं प्रेतत्वे रुधिरोदकम ।
मनुष्यत्वऽन पानादि नाना भोगकरं भवेत्

**અર્થ**—યદી આપણા શુભ કર્મોથી પીતા દેવયોનીમાં આલ્યા ગયા હોય તો આ શ્રાદ્ધનું ભોજનફળ અમૃતરૂપ બનીને પિતૃને મળે છે. અને કદાચ ગંધર્વયોનીમાં પિતૃ જાય તો, ફરીથી તે ભોગવ્યા પછી પશુયોની પ્રાપ્ત થશે એટલે ઘાસરૂપ થઇને મળશે. યક્ષ યોનીમાં પાન થઇને રાક્ષસ યોનીમાં માંસ થઇને અને દનુજ યોનીમાં પીતૃ ગયા હોય તો મદ્ય થઇને મળશે. પ્રેત યોનીમાં રૂધિર મિશ્રિત જળ થઇને અને મનુષ્ય યોનીમાં અન્ન થઇને શ્રાધ્ધાન્ન મળે છે.

સૂર્યચંદ્ર ગૃહ, નક્ષત્ર. મેઘ, સમુદ્ર વિદ્યુત ઇત્યાદિ ઇત્યાદિ ચૈતન્યની મહાન દિવ્ય એક એક શકિત નથી એમ કયો મૂર્ખ કહી શકશે? એ શું જડ પદાર્થ છે.? અશકત છે.? આપણે અને તેને શું સંબંધ નથી? સૂર્યના તાપથી કોઇને ઉષ્ણતા લાગતી નથી એવું છે? એનો મર્મ આ અહં મમત્વથી અંધ થયલા પારકુ, ધન, સ્ત્રી-દેશ વીગેરે લુંટી લેનારા આનો શું જવાબ આપશે? રાવણને દૈત્ય શા માટે કહયો એનામાં અત્યંત શીવભકિત અને શીવની કૃપાવડે અત્યંત એશ્વર્યવાન્ હતો. માત્ર અહં મમત્વ એ વ્યષ્ટિ દેહનું મિથ્યા અભિમાન ધારણ કરવાથી પાપી અને દૈત્ય રાક્ષસ કહેવાયો એટલા માટે હે પ્રભો? અમારૂં વ્યષ્ટિનું અહં મમત્વ ત્યજાવી તમારામાં સદોદિત અમારી મનોવૃત્તિ જાગ્રત કરો અને સ્વરૂપસ્થ સ્થિતિ આપો. હે કરૂણાનિધિ? તમે અંતર્યામિરૂપે સર્વ જાણો છો. બોલી બોલીને તે કેટલું બોલીએ તમને એક સાષ્ટાંગ દંડવત પ્રણામ બસ છે. इत्योम शांति.

આ સંપાદકતોના બીજાં પુસ્તકો.

# શ્રી પાતંજલ યોગસૂત્ર.

યોગનો સર્વોપરી ગ્રંથ ભગવાન પાતંજલિકૃત સૂત્ર અને તેની દરેકને સમજ પડે તેવી વિસ્તાર યુક્ત ગુજરાતી ટીકા સાથે આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. આ પુસ્તકમાં વિશેષ કરીને વર્તમાન સાયન્સ-વેદ શાસ્ત્ર-પુરાણ અને પદાર્થ વિદ્યા તથા લૌકિક દ્રષ્ટાંતો વીગેરે આપી તેની લોકપ્રીયતા વધારી છે. મુલ્ય રૂા. એક ટપાલ ખર્ચ જુદું.

રૂદ્રાધ્યાય કલીષ્ટ અને ત્રુટક અર્થ નહિ કરતાં રસમય રૂદ્રનું દર્શન કરાવી વસ્તુસાક્ષાત્કાર કરાવનાર અને અનુષ્ઠાન કરવાની પદ્ધતિ દર્શાવી મનવાંછિત ફળ આપનાર સરળ ભાષામાં ગાન અને કાવ્ય તેમ ગદ્ય સહિત આનંદ આપનાર અદ્દભુત પુસ્તક કિંમત રૂા. દોઢ.

કાવ્યાનંદનિધિ ભાગ પહેલો મુખ્યત્વે શાંત અને વીર રસના કાવ્યો અને યુરોપીય પ્રચંડ યુદ્ધ આદીના કાવ્યોથી આ ગ્રંથ ભરપુર છે. કાવ્યના શોખીનોએ જરૂર ખરીદ કરવા લાયક છે. કિંમત રૂા. એક

કાવ્યાનંદ નિધિ ભાગ બીજો. વિવિધ રાગોમાં ઇશ્વરની પ્રાર્થના, શાંત રસ, ભોળા ભીમદેવની સ્તુતિ, હાલરડાંઓ (વીર રસમય) રામચરિત્ર નાટય લહરી, નાયિકા લહરી (પદ્મની ચિત્રિણી આદિ) શૃંગાર લહરી, વિપ્રલંભ યુરોપીય પ્રચંડ યુદ્ધ લહરી, આદી ભક્તિના પ્રેમના વીરસના, નીતિના કાવ્યોથી ભરપુર આ પુસ્તક થયું છે. કાવ્યરસિકજનોએ વિવિધ રસમય કાવ્યની ચમત્કૃતિ જોવા માટે આ પુસ્તક અવસ્ય વાંચવા લાયક છે. કિંમત રૂા. એક

કાવ્યાનંદ નિધિ ભાગ ત્રીજો આ પુસ્તક પેજ. કિંમત રૂા. ૧ ૦.

કાવ્યાનંદ નિધિ ભાગ ૪ થો (છપાય છે)

# બ્રહ્મસુત્ર અથવા વેદાંત દર્શન.

પ્રત્યેક સત્રોના મુળ તથા અર્થ અને તે ઉપર વિસ્તારયુક્ત વિવેચનથી આ ગ્રંથ ભરપુર છે. આધુનિક નાસ્તિકવાદીની શંકાના સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે. ધર્મજીજ્ઞાસુએ વાંચવા વિચારવા તથા મનન કરવા યોગ્ય છે. ભાષા સર્વેને સમજાય તેવી સરળ રાખી છે. આ પુસ્તક લાયબ્રેરીમાં રાખવા તથા ઇનામ તરીકે આપવા અને સંન્યાસી સાધુ ગરીબ જીજ્ઞાસુ બ્રાહ્મણો ઇત્યાદિમાં ધર્મની પ્રેરણા થવા ઉદારચિત ગૃહસ્થોએ ખરીદ કરી ભેટ આપવા યોગ્ય છે. પુનર્જન્મ, દેવયાનમાર્ગ, કલ્પાદિ વિષયમાં ધર્મપ્રવૃત્તિ કરાવનાર આ પુસ્તક છે. ડ. ડેમી આઠ પેજી લગભગ ૫૦ ફોર્મ ઉપર. કીમત રૂા. પાંચ. પાકું પુઠું. પોસ્ટેજ જુદું. બહારગામ માટે એજન્ટો જોઇએ છે.

ઇંદિરાનંદ લલિતાનંદ પંડિત. નાગરફળીયા, સુરત.
વિદ્યાજ્યોતિ કાર્યાલય, ભાગાતળાવ સુરત.